કવિઓએ મેહેતાનું અનુકરણ કર્યું હોય કે તેમની કવિતામાંથી પોતાનો ખોરાક મળી આવ્યો હોય એવું અનુમાન થાય છે. સુરતસંગ્રામ જેવી કવિતા સાંભળીને મેહેતાના સમયાનુયાયી લોકો તેમના ઉપર ફીદા થયા હોય એમાં શું આશ્ચર્ય! ભક્તિની વાત બાજુએ મૂકીએ તોપણ તે કવિ તરીકે લોકોને પૂજ્ય લાગે એમાં નવાઇ નથી

પેહેલાજ પદમાં કવિ કહે છે કે મેં જે કામ આદર્યું છે તે આભને ઉંડળમાં ભરવા જેવું અઘરું છે. વિષયમાં તેમને અવનવું વર્ણન કરવાનું છે અને કૃષ્ણ સ્ત્રીઓથી હાર્યા એવું ઠરાવવું છે રાધા અને તેની સખીઓ દાણ ચૂકવવાનો ઝગડો ગખતી હતી એવામાં દાણી–કૃષ્ણ પોતાના દોસ્તો સાથે આવી લાગ્યા અને ચોરટીઓ ક્યાં જાઓછો એમ કહેતામાં રાધાનો મિજાજ ગયો ને કૃષ્ણને પકડ્યા, પોતે છૂટીને ગોપિયોપર હુમલો કર્યો એ રીતે સંગ્રામનું કારણ ઉત્પન્ન થયું આગળ જતાં યુદ્ધ કરતાં અગાઉ વિષ્ટિ કહાવવી જોઇએ કેમકે સામ દામાદિનો ઉપયોગ કરવો એ રાજ્યરીતિ છે રાધા તરફથી નૃસિંહમેહેતો વિષ્ટિ કરવા ગયો અને અંગદની માફક પોતાનું કામ ઉજવવા લાગ્યો મેહેતા એ વખત હાજર ક્યાંથી એ શંકાનું ભાવિક લોકો આ પ્રમાણે નિવારણ કરે છે કૃષ્ણ ગોપીઓનો રાસ ચિરકાળ થયા કરે છે શિવજી પ્રસન્ન થયા ત્યારે મેહેતાને કૃષ્ણ પાસે લઇ ગયા ત્યાં તે-મણે રાસમંડળ જોયું ને કૃષ્ણપરમાત્માના દર્શન કર્યાં. કૃષ્ણે જતી વખત કહ્યું કે જેવું તું અહીં જુએ છે તેવું ગાજે મેહેતા જ્યારે જ્યારે દ્વારકાં જતા ત્યારે ત્યારે આ ઠાઠ જોતા કૃષ્ણ તરફથી વિષ્ટિકાર પ્રખ્યાત જયદેવને ઠરાવ્યા. જયદેવ જેવા મહા પ્રેમીને પસંદ કરવામાં મેહેતાએ સારી યુક્તિ વાપરી છે જયદેવના હાલહવાલ માઠા થયા વિષ્ટિકાર્ય સિદ્ધ ન થવાથી પછી રીતસર યુદ્ધ થયું એક બીજાની વખતો વખત હારજીત થતી ચાલી લડનાર

જે કંઇ ફરક છે તે જૂની ગુજરાતીની છાયા છે તે કાળે અને પછીથી ઘણાં વર્ષ સુધી એવી જોડણી કાયમ રહેલી માલમ પડે છે અને અદ્યાપિ ઉત્તર ગુજરાતમા (જે કવિનુ મૂળ સ્થાન અને વિદ્યાદિનુ અસલ રેઠાણ છે તેમા) એ પ્રમાણે ઉચ્ચાર પણ થાય છે. જે ગૃહસ્થ પાસેથી આ કવિતા મળી છે તે ગૃહસ્થ પાસે અસલ જૂની પ્રત છે. પરન્તુ કોટિ ઉપાયે તે અસલ પ્રતના તેમણે અમને દર્શન પણ ન કરાવ્યા તથાપિ તેમણે જણાવ્યુ કે અસલ ઉપરથી જે નકલ કરી છે તેમા બનતા સુધી અસલની જોડણી કાયમ રાખી છે. આ કવિતા સમજવાની તે સારી શક્તિ ધરાવે છે તે ઉપરથી અટકળ થઇ શકે કે તેમણે અસલની શુદ્ધતા જાળવવા યત્ન કર્યો હશે, તોપણ અસલ પ્રત હાથ લાગી હોત તો જોડણી તેમજ જે ભાષા વપરાએલી છે તે વિશે કઇ વધારે વાત અજવાળામા આવી શકત એમ લાગે છે

આ કવિતાના પ્રસગ વિશે એવી દતકથા છે કે એકવાર નાગરોએ મેહેતાને ગાવા માટે બોલાવ્યા. તેમની મતલબ એક શ્રીમત નાગરની પ્રશસા વિશે મેહેતા પાસે કવિતા જોડાવવી એવી હતી મેહેતાનો નિયમ હતો કે કૃષ્ણ શિવાય કોઇની કવિતા કરવી નહી તેમણે જ્યારે ચોખ્ખી ના પાડી ત્યારે નાગરોએ તેમને ચીડવવાનો પ્રયત્ન કર્યો નાગરોએ કહ્યુ તમારામા કવિત્વ શક્તિ ક્યા છે તમે તો કૃષ્ણના વિરહના પદજ જોડી જાણો તમે કોઇ કવિતા બદ્ધ ગ્રથ બનાવ્યોજ નથી મેહેતાએ કહ્યુ, ભાઇ ગ્રથ પણ બની શકે. ત્યારે નાગરો બોલ્યા, એમ છે તો કોઇ ગ્રથ અમુક વખત (થોડીજ મુદત આપી હતી) મા બનાવો જોઇએ. આ ઉપરથી કવિએ તેજ સ્થળે રહી આ ગ્રથ ટુકા વખતમા જોડી કાઢયો. આ વાતની ખાત્રીનો કઇક ભાસ છેવટના પદથી થાય છે

છેવટના પદમા કવિ વિવેકથી પોતાની નબળાઇ જણાવી કહે છે કે, આમા દરિયા જેટલા દોષ છે, પરન્તુ કવિતાનો નાયક કૃષ્ણ છે એટલો મતોષ છે પોતે કવિ નથી અને જે વાત વર્ણવી છે તે કઇ નવી નથી ગુજરાતી ભાષા એ અપભ્રષ્ટ વાણી છે તેમા કવિતા ભુડી દેખાયજ એ કાળે ને તે પછી પણ કેટલીક મુદત સુધી કવિતા કરવાનો રિવાજ સસ્કૃતમા વધારે હતો પ્રાકૃત કવિયોને માન મળતુ નહી તેમ પ્રાકૃતના અપૂર્ણપણાને લીધે સારી કવિતા તેમા થવી પણ મુશ્કેલ આવીજ રીતે કવિ ભાલણ અને કવિ પ્રેમાનદે ગુજરાતી માટે કહેલુ છે. મેહેતાએ પોતાની અવસ્થા પણ સ્પષ્ટ રીતે

દેખાડી આપી છે. તેઓ કહે છે કે વસવાને ઘર નથી, પાસે કંઈ સાધનો નથી, નાગરપટ નથી ને કંઇ ખટપટ પણ નથી; માત્ર હરિનું ગાન કરવાનીજ મેં હઠ લીધેલી છે.

જે ગૃહસ્થે આ કવિતા આપવાની મેહેરબાની કરી તે જુનાગઢ નજીકના મૂળ રહેવાશી, પરંતુ તે લાંબા વખતથી વડોદરાની અંદર અધવારા કાયમ રહે છે અને પાર્થિવપૂજા કરી પોતાનું ગુજરાન નિભાવે છે. પોતાનો ગ્રંથ તે કોઇને પાસે નહીં એટલે દરરોજ તેની પાસે જઇ તેની મરજીને અનુસરી પદ ઉતારવાં પડતાં. જ્યારે ના કહે ત્યારે પાછાં આવવું પડે અને જેટલાં ઉતારવા દેવાની તેમની ઇચ્છા હોય તેટલાંજ ઉતારી સંતોષ માનવો પડે. તેઓ પરગામ જાય તો પાછા આવે ત્યાંસુધી રાહ જોવી પડે. આ કવિતાથી ફીદા થઈ અમે એક તરફ છપાવવાનું કામ શરૂ કર્યું. જેમ પદ આવતાં ગયાં તેમ છપાતાં ગયા. પરંતુ જ્યારે જ્યારે ઉતારવાનુ અટકે ત્યારે ત્યારે છાપવાનું કામ અટકે એથી આ અંકને પ્રકટ થતાં ઢીલ થઇ છે, તે સુજ્ઞ વાંચનારા ક્ષમા કરશે એવી આશા છે.

શ્રીજગદીશ્વરાયનમઃ

# નૃસિંહમેહેતાનાં પદ



## સુરતસગ્રામ

રાગ પ્રભાત.

બળ બકી માગીઆ અસુર ઓનાગીઆ, જેનું બળ આનું તેટ તેના,
કેની ને કંસ બળી મરડિયા કંઠ વગી, જે મલ્લ માત તે કાળ જેના બળ૰ ૧
કાળયવન મારમો રૂક્મશું બારમો, ઈ પણ માળીઆ નાથ એવા,
જરાસંધ મા' બળી તિને માર્યો છળી, શૂર શિશુ મણિ દક્ષિઈ દેવા બળ૰ ૨
ભીષ્મ આદિ મગી આનિસા બગડની, પાડવા છોડ ૫ નાથ કેવા,
(ત) મુરતસગ્રામમા ચારિયા વામમા, જિની નરસ્યે કરે નિત સેવા બળ૰ ૩

### પદ ૧ લું.

વીરનો વીરએ રણતણો પારએ, અડગ અચળ હરિ નાથ મહારો;
શૂર નહિ કોઇશ્યો આધ અવિલોકીએ, એ સમો સુભટ નિ કોઇ ધારો. ૧
સાયરે સાયર નિ અન્યોપમા માયર, નહિ કોઇ મહી સમ મહી વખાણે;
તિં નાથ નખરાં કરે નારિયું મન હરે, વિકૃત અવિલોકિયે આજ ટાણે. ૨
" આભ ઉડળ ભરૂં " અવળ વર્ણન કરૂં, હું હવઇં નવ ડરૂં પક્ષ છોડું;
પંચાનન પક્ષ વિણ જો રહે ભક્ષ વિણ, થાય કદી ઇમ નવ હાથ ઓડું. ૩
સત્ય હૃદયે ધરૂં અનશન આચરું, ( પણ ) નાથજી હારિયાં ઈજ દાખું;
નરસંઇયો માં મતિ કો કહો અલ્પ મતિ,(પણ)હરિ હારિયો હારિયો સત્ય ભાખું.૪

### પદ ૨ જું.

વસંતના ભોરમાં વિહંગમ સોરમાં, સ્વામિની ચાલી મધુપુર વાટે;
ત્રિભુવન મોહિની આભ્રણ સોહિની, દશ સખી નાસતી ઘણુ માટે. ૧

---

પદ ૧ લું. (૧) નિ–નહીં. (૨) સાયર–સાગર ( નું અપભ્રષ્ટરૂપ ) ને બીજી ઉપમા અપાતી હોય એમ માયર–જાણવામાં નથી. અર્થાત્ સાગરની અને મહી–પૃથ્વીની સાથે બીજી ઉપમા સરખાવાતી નથી; તેજ પ્રમાણે કૃષ્ણને બીજા કોઇની પણ ઉપમા આપી શકાય એમ નથી. અનન્વયાલંકાર. પરંતુ તિં–તે કૃષ્ણ નખરાં કરે છે; અને એનું મન નારીઓ–ગોપીઓ હરણ કરે છે, એજ વિકૃત અવિલોકીએ–અવળું દેખીએ છીએ, કે ઉપર વર્ણવેલો એવો જે કૃષ્ણ તે આ ટાણે–સમયે આવો કેમ દેખાય છે. વિરોધ.

(૩) હું ( નૃસિંહમેહેતો કહે છે ) હવઇં–હવે પક્ષ–પક્ષપાત ( કૃષ્ણનો ) છોડીને આભને ઉડળમાં ભરવા રૂપ ( કૃષ્ણનું ) અવળ–અવળું વર્ણન કરૂં છું. પરંતુ એમ કરતાં કદી જેમ પંચાનન–સિંહ પક્ષ–પાંખ વિના જો કે તે વનરાજ છે તોપણ જે ભક્ષ પાંખવાળાં પક્ષીઓ કરી શકે છે, તે તેનાથી થતું નથી; તેમજ મારે પણ પક્ષ–પક્ષ કરનાર જે કૃષ્ણ તેનું વિરુદ્ધ વર્ણન કરતાં, જો કદી તે મારાપર કોપાયમાન થયે, તો હું ભક્ષ વિણ–ખાધા વગર ચલાવીશ; પણ હાથ ઓડનાર–ધરનાર નથી. ( અરૂં વર્ણન કરવા માટે ) અતિશયોક્તિ અને શ્લેષાલંકાર. (૪) અનશન–અંન વગર ચલાવું એવું જે વ્રત તે.

પદ ૨ જું. (૧) વિહંગમ–પક્ષીઓનો સોરબકોર થઇ રહ્યો છે, એવા વસંતઋતુના ભોરમાં–સવારમાં સ્વામિની–રાધિકા મધુપુર–મથુરાંને રસ્તે જતી હતી. ( તે કેવી કે ) ત્રણ ભુવનને ( સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ ) મોહિત કરે એવી;

(એવે) શબ્દ ગેબી હુઓ સ્વામિની કોં જુઓ, દાણી અહિ આવિયો કિમ્ કરશું;
સંપ કરી સખી કહે કહીશું પરો રહે, તારી ડરાવી અમો નહીં રે ડરશું. ૨
ડરાવિયો નહિ ડરઇ બીક કુણ મન ધરઈ, શું કરયે સખી બાળ નાનું?
(એવે) દાણી તો આવિયા દશ સખા લાવિયા, જાવ કયા ચોરટી કાઢી બાનું? ૩
શબ્દ હલકા સુણી મન માંહે ધ્રુણી, (બની) રૂદ્રી સાક્ષાત્ કે આપ રૂદ્રી;
(પછે) નરસંઇના સ્વામીને અતિ ઘણા કામીને, પકડિયો ઝકડિયો ક્રૂર મુદ્રી. ૪

પદ ૩ જું.

છટકીને છૂટીઓ ગોપી પર રૂઠીઓ, વાળીને મુઠીઓ વામ સાહી;
કિડિયાં કટક તે શું કરે મટકથી, ઝટક પટક દઇ પકડી ધાઈ. ૧
ગોપિકા તે સમે રણ મિચ ક્રમક્રમે, છૂટવા મન કરે કેત્તિ છૂટી;
(ઇમ) અષ્ટ છૂટી ગઇ બેય બાકી રહી, થઇ તિં પણ મુક્ત કરતી શું પૂઠી. ૨
વજ્ર સમ કાછ કરછી વ્યૂહરચના રચ્યા, મેંયી સહુ બાળિકા શૂર શું મંડે;
શૂર તો શસ્ત્રથી જીત છે અસ્ત્રપી, (પણ) હસ્તથી નવ ઝીધ્યા નવ ખંડે. ૩
દશમો જે દાણિયો મધ્યમાં આણિયો, મારે બહુ કાંણિયો નારી નિરદે;
ચોરટાં કુણ અધ્યા? સ્વમુખે કહે ભલા, નાગરા નાથ વિચાર હિરદે. ૪

---

અને (પોતે પહેરેલાં) આભણ—આભરણ—વસ્ત્ર ઘરેણાંને સોહિની—શોભાવનારી છે. મતલબ કે એ વસ્ત્રાભૂષણથી શોભતી નથી; પરંતુ ઉલટી તેને શોભાવે છે. પ્રતિપાલંકાર. દાણ માટે—દાણ ન આપવાને માટે.

(૨) ગેબી શબ્દ—છૂપી જગાએથી એકદમ થયેલો અવાજ. પરો—દૂર. તારી—કૃષ્ણની. (૩) (જો કદી આપણો) ડરાવ્યો નહિ ડરઇ—ડરે (તો એનો) તો મનમાં ભય કોણ ધરઈ—ધરે છે. (ધરનાર છે). (૪) હલકા શબ્દ સુણીને મનમાંહે કાંપી ઉઠી. (અને તે વખત તેમનું—ગોપીઓનું) તે રૂપે એવી બની કે જાણે સાક્ષાત્કાર રૂદ્રી (રૂદ્રની આ તે સ્ત્રી) છે, કે પોતેજ રૂદ્રી છે. સંદેહ ને ઉપમાનોપમેયાલંકાર. ક્રૂર મુદ્રી—ભયાનક ચેહેરાવાળી.

પદ ૩ જું. (૧) વામ—વામા—સ્ત્રી. કિડિયાંકટક—કીડીઓનું કટક—લશ્કર તે મટકથી—મરડાવાથી—સામુ થયાથી શું કરી શકે? અર્થાત્ ગોપીઓ સામી થઇઓ અને કૃષ્ણને પકડ્યા, તેથી ન ગભરાતાં તેની પાસેથી છૂટી, ઝટપટ ધાઇ—દોડી જઇ તેમને પકડી લીધી. (૨) મિચ—મધ્યે. કેત્તિ—કેટલીક. અષ્ટ—આઠ. તિં—તે અને બે બાકીની પણ છૂટી ગઇ, તે પછી શું કરતી હવી (તે જુઓ).

## પદ ૮ મું.

જે પશુ પશુપાળણો વ્યોમ તે બાળણો, ઋષિવનં વિનણો નાથ મારો;
કલ્પવૃક્ષ ભિક્ષુકણો કાળ અરિયાંતણો, તિત્નુ વનિતાતણો પ્રાણ પ્યારો. ૧
પારિણી ભાખિયા સંકટ સાથિયા, અબળ વશ તે હુઆ કુગ્રુ મુકાર !!
એવ નંદનો નંદ આનંદનો કંદજે, જય તે વાટ (જ્યાં) નંદન ડુંકાવે. ૨
તે દૂરથી દેખિયા નદરૂ લેખિયા', કે અન્યોઅન્યે સંતાઇ પેઠા;
(હેવે) નંદજી તો ગયા નર્વ ભેળા થયા, વિસરી રાઠ નિશ્ચિંત બેઠાં. ૩
માનિની મદભર્યા દેતી કપોલ ધરી, યે અલ્પા સે અલ્પા ગાણુ આપ્યું;

### પદ ૫ મું.

રાધા કહે આપણું હરે ન સંતાપ તું, ભોર ભયો ભુંવરા જોની દૃષ્ટે;
કરગરે શું સરે નૂક મુજને વરે, નહિંતર ગભસ્તિ જાય અન્ય સૃષ્ટે. ૧
હેડા તણો હાર કરું રાધિકા કે' નરું, પણ નિર્મળ તું મને કાં'ન ભાસે;
જો અહીં હારિયો નાગરીએ મારિયો, તો તું થકી કેમ મનમથ ત્રાસે! ૨
કાં'ન કહે રાધિકાની કર બાધિકા, વળી હાર્યો હારી વદને પુકારે;
એવી હરવુ સહી તો વરે કે નહીં, આ સમે સાક્ષી તું દે હુંકારે. ૩
રાધિકા બોલતી મનમાં ડોલતી, જે હારે તે તેનું દાસ થાએ,
નરસૈંયો તો જુવે સર્વ સંશય પ્રત, અનંગ કે સનંગ કુણ હાર ખાએ. ૪

### પદ ૬ ઠું.

જાવા દિજે જાદવા ભોર ભયો માધવા, (ઘર) કામ ઘો સાં'વના મોડું થાએ;
કૃષ્ણ કે' યુક્તિ પ્રયુક્તિએ મુક્તિ નાહ, રમણ નિશ્ચય કરી વાધી જાએ. ૧
ચૈતનગી પૂર્ણિમા નવિ કરો ભીંગુમા, વાસર ક્ષપાએ મળી યુદ્ધ કરત્રો;
પ્રસન્ન મનથી થયા સાઇ દેવા ગયા, (કે') સાઇ સ્વીકારું જ્યા દર્પ હરીો. ૨

---

(સ્ત્રીઓ છોકરાપર જ્યારે ગુસ્સે થાય છે ત્યારે છોકરાના ગાલ ગાંઠીને આ-
મળે છે, એ તેમના સ્વાભાવનું વર્ણન કર્યું છે, માટે અહીં સ્વાભાવોક્તિઅલંકાર
થાય છે). દાણ આપનાનું કોતી પણ અરું જોતા આપવાનો વિચાર નથી,
તેથી વક્રોક્તિઅલંકાર થાય છે. હાથ પીની–હાથવડે (પોતાના કે ગાલના) હાથને
ડુબાવીને. અહો ક્રોધાવેશમાં આવેલા માણસના સ્વાભાવનું કથન કરેલું છે
માટે અહીં પણ સ્વાભાવોક્તિ અલંકાર છે. દાપુ–દાણ

વચન સુણી ગર્વના બચ્ચે મન (થયા) ગર્વના, ગયા ગોપ ગોપી મધુપુર ચાલી;
માર્ગમાં શોચતી રાધિકા રોચતી, મદાપ થઇ બોલી તેથી ન માલી. ૩
(કદી) પ્રિયતમ વિચારશે હેતને હારશે, છંડશે ઈમ દુઃથી ન થાશે;
ભણે નરસૈંયા એ જીવન ગોપીતણું, એ રૂઠે એમના પ્રાણ જાશે. ૪

## પદ ૭ મું.

(મહી) વેચવા સંચરી ત્યાંથી પાછી ફરી, વાટે નિશ્ચય કર્યો જઇને વઢવું;
જીતે સબળ થશું હારે અબળ કહું, "બે મગ બારિયું" નિડર ભડવું. ૧
ભૂષણવડે ભામિની વિધુવડે યામિની, ન રમા રેણ રહિત રમ્ય દીસે,
ત્યમ એહ આપણથકી આપણ એટથી, ઉભય મળી શોભીએ ભરી રીસે ૨
(ઇમ) તર્ક બુદ્ધિ નચાવતી મનને ભાવતી, અન્યો અન્યે મળી ગોઠ કરતી;
પૂર્વથી પશ્ચિમે ઉત્તર દક્ષિણે, એહો કોણ ભુ નભથી ફરથી બરતી. ૩
સાજ સારો સજી વેશ શૂરનો બજી, અબળ છાપ તજી સખિ! નાક જૈએ;
સુખી નરસૈંયા તણી આવી મંદિર ભણી, તર્ક વિતર્ક તિ કરતી હેએ. ૪

---

કર્યા વગર મુક્તિ—છૂટકો થવાનો નથી. ૨ (દિવસ નક્કી કરે છે) ચૈત્ર માસની પુનેમે વાસર—દિવસ અને ક્ષપા—રાત્રિએ ભેગા થઇને યુદ્ધ—(નપુંસકલિંગે છતા પુલિંગે વાપર્યો છે) કરવો. તે વખતે (કંઇપણ) ઊણિમા—ઉણપ—ન્યૂનતા (?) નવિ—નવ કરશો. સાઇ—આલિંગન દર્પ—ગર્વ.

૩ વચ્ચ—ચવિત રોચતી—ઠરાવ—નક્કી કરતી. ઉપરના પદોમાં જે કૃષ્ણનો બોલીને તિરસ્કાર કર્યો તેથી મને મહાલવાનું મળ્યું નહીં ૪ (મારા બોલેલાં વચન યાદ કરી) પ્રિયતમ—કૃષ્ણ કદી મારાપરથી હેત ઉતારશે, પણ મારાથી તો એનાપરની પ્રીતિ છોડાશે નહીં. નૃસિંહમેહેતા કહે છે કે એ—કૃષ્ણ ગોપીઓનું જીવન છે. (તેથી) એમનાપર—ગોપિકાપર રૂઠે—નાખુશ થાય તો તેમના પ્રાણ જાય.

પદ ૭ મું. ૧ (યુદ્ધમાં કૃષ્ણને) જીતીશું તો સબળ—બળવાળા કહેવાઇશું અને હારીશું તો અમે અબળા—બળવગરની છીએ તે હારીએજ એમ કહીશું. (આપણે) બે મગ—ભણી બારિયું—(નીકળી) જવાની બારીઓ છે, માટે નિડરપણે—ડરવગર ભડવું—લઢવું. ૨ ભૂષણ—ઘરેણાથી ભામિની—સ્ત્રી (શોભે) ને વિધુ—ચંદ્ર વડે યામિની—રાત્રી શોભે પણ તેમજ ભૂષણ અને ચંદ્ર પણ રમા—સ્ત્રી અને રેણ—રાત્રી રહિત રમ્ય—શોભાયમાન દીસે નહીં.

પદ ૮મું.

મંદિરે પરવરી ભેદ મલણ ધરી, કાજ ઘર સાધતી વિકળ વામા;
સ્વમનને બાધતી તર્ક તુરિ(ને) રોપતી, સમયને શોધતી સર્વ શ્યામા. ૧
(એવે) સહસ્ર રશ્મિ ગયો હિમરશ્મિ થયો, કે મળી માનિની જાગે ધારી;
મોહિની શોહિની ગર્વિણી દોહિની, કિંમુ રે' લલિતા અતિ સ્વામે વારી. ૨
ચંદ્રિ(કા) ચંદ્રાવતી મોદિની મહામતિ, તહી વયસ્યા વિશાખ્યાદિ આવી;
સર્વ ટોળે મળી વાટ જોતિ અવિ, (એવે) રાધિકા નિરખી મન ભાવી. ૩
આવી ત્યાં રાધિકા સકળ કાજ સાધિકા, (સખ) આનન નિરખી સાથ બેઠી;
નરસંઇયો મા'મતિ ગાય ગુણલા કવિ, અજીતિયા જીત વિચારે પેઠી. ૪

---

વળી તેમજ ( ગોપિયો કહે છે કે ) એ આપણાથી અને આપણ એનાથી ( કૃષ્ણથી ) રીસે ભરાઇને શોભીએ. અન્યોન્યાલંકાર.

૩ (ઉપર જણાવ્યા એવા વિચારે) તર્કરૂપી તુરિને નચાવવી—દોડાવતી અને માહોમાંહે મળીને ગોઠ—(ગોષ્ટિનું અપભ્રષ્ટરૂપ) છાંની છાંની વાત કરતી. રૂપક. (લડવુ હોય ત્યારે લશ્કર ભેગુ કરવું પડે છે તે પ્રમાણે,) ગોપિયોએ પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ એ કોણ—ચાર ખૂણા ભૂ—પૃથ્વિ અને નભ—આકાશ મળીને દશેય દિશામાંથી ભરતી કરવી—(ગોપીઓ) ભેગી કરવી. ૪ શૂરના જેવો વેશ ભજી (બજવી બતાવિયે) એ અને તેવો સાજ સજીએ તો (આપણને જે) અબળની—(સ્ત્રીને અબળા કહેવાનું કારણ કે તે બળ વગરની છે.) આપણને જે છાપ ચોટેલી છે, તેનો ત્યાગ કરીને (જેમ શૂરાઓ જાય છે તેમ) આપણે નાકે—સ્વર્ગે જઇએ ઉપમા અને પ્રૌઢોક્તિનો સંકર.

પદ ૮મું. ૧ (સર્વ એક ઠેકાણે) મલણ—મળવાનો ભેદ-ભેત—વિચાર કરીને ઘેર ગઇયો પણ (મન ભેગા થવાના વખતમાં હોવાથી) ઘર કાજ—કામ વિકળપણે વામા—ગોપીઓ સાધતી—કરતી હતી. રોધતી—રોકી રાખતી અને (મળવાના) સમયને સર્વ શ્યામા—ગોપીઓ શોધતી. ૨ (આમ તે ઇંતેજારીમાં હતી તેવામાં) સહસ્રરશ્મિ—સૂર્ય ગયો—અસ્ત થયો અને હિમરશ્મિ—ચંદ્ર પ્રકટ્યો, (રશ્મિ—કિરણો) કે ધારેલી જાગે—જગાએ માનિનીઓ—ગોપિયો ભેગી થઇઓ. ગોપિકાઓને ધારેલી જગાએ મળવાની ઇચ્છા થઇ કે તુર્ત સૂર્યાસ્ત થયો. અર્થાત્ ગોપિયોની ઇંતેજારી વધારે ન વધવા તેમની ઇચ્છેલી વસ્તુ સત્વર પ્રાપ્ત કરાવવામાં આવી,તેથી ઇચ્છિતપ્રહર્ષણાલંકાર

## પદ ૯ મું.

સ્વામિની કેં ઘુમે સમય આવે ઝુમે, કાંન હરવા પણ ભાગ કલ્પો;
નીલઅંબર ધરી કોણ એને વરી? કાળના કાળથી કોણ જલ્પો ? ૧
શ્રીદામા જે સખા (હને) કૃષ્ણ પાડે વખા?(વળી) અન્યની સાથ કોણ કૃષ્ણ ભડકે
સ્વામિની વિકળરૂપી એમ સુણી સખી, વિશાખા કહે રામ હુંથી ન ભડકે.
લલિતા કહે લઉં શ્રીદામા સાથ ભડું, (અન્ય) ગોપને ગોપિકા સર્વ ભાતે;
સર્વ સૃષ્ટિ પ્રસિદ્ધમાં નિપુણ જે યુદ્ધમાં, વળી તમે તેહને જીતો પ્રીતે. ૨
જોડી યુગલ તણી કુંદને જડી મણિ, ચંદ્ર અને ચંદ્રિકા વત્ દીસે;
ત્રિપ્ત નિપટ મળ્યા સમર માંડ ભળ્યા, મન જુગલ જેવા નરસૈંયો હીસે. ૩

---

છે. મોહિની—મોહ ઉપજાવે એવી, શોભિની, શોભે એવી, (સુંદર) ગર્વિણી—ગર્વ (યૌવનના)વાળી, રોહિની—રોહન કરે એવી,(ચિત્તને ખેંચે એવી)લલિત રસ ઉપજાવે એવી જે તેને સ્વામે—(પોતાના) સ્વામીએ—ધણીએ વારી પણ જવાથી વિરામ પામી નહીં.

૩ ચંદ્રિકા—ચાંદરણા જેવી, ચંદ્રાવતી—ચંદ્ર જેવી, મોહિની—આનંદવાળી, મહામતિ—મોટી બુદ્ધિવાળી અને (રાધિકાની મુખ્ય) વયસ્યા—સખી જે વિશાખા—નક્ષત્ર જેવી હતી તે ને બીજીઓ પણ સર્વ ગોપીઓ આવીમળી. અલિ—સખી. અહીં પણ ઉપર પ્રમાણે દરિદ્રતમવર્ણણાલંકાર ઘટાવવો.

૪ સકળ કાર્ય સાધિકા—સર્વ કાર્યને સિદ્ધ કરનારી. સખ—સર્વ આનન-(રાધિકાનું) મુખ જોઈને બેઠી. અજીતેયા—અ—કોઈવાર નહિ જીતાયેલા એવા (કૃષ્ણ)ને જીતવાના વિચાર કરવા લાગી. અહીં ગોપી એ હારવાનો હેતુ ન છતાં તેને અજીતને જીતવારૂપ વર્ણ્યું તેથી પ્રૌઢોક્તિ અલંકાર થાયછે.

પદ ૧૦ મું.

રાધિકા બોલિયાં મનમાહિ ડોલિયાં, (એ) કપટીની સાથ હું દ્વંદ્વ જોડું;
(જયમ) અર્કનું તૂર ઉડે નભે ધૂર, ઉડાડિયે જયમ વળી પાદ રોડું. ૧
તેમ ઉડાડિયે એથી ન હારિયે, જેહ સ્વીકાર્યું તમે પૂર્ણ કરજો;
ક્રોધાંધ થઇ ભાખતી શૂરપણું દાખતી, (આ) શસ્ત્ર મારાં એનો દર્પ હરજો. ૨
પલાશનું ફૂલ શું રાતું દુકૂલ શું, (જાણે) અધિક એથી મદે રાતી બાળી;
ગ્રીતિયે એહને ટાળી સંદેહને, (પણ) એકદા કોણ મોકલિયે આલી. ૩

---

વિશાખાએ કહ્યું કે રામ—બળદેવ (યુદ્ધમાં) હું થી—મારાથી બડશે—જયશે, એમ મને લાગતું નથી.

૩ લલિતા કહે છે હું સિદામા સાથે અને બીજા રહેલા ગોપની સાથે બી-જી ગોપીઓ લડશે, પરંતુ યુદ્ધમાં નિપુણ—ચતુર અને જગપ્રસિદ્ધ એવો જે કૃષ્ણ તેની સાથે તમે વરીને—લડવાનું સ્વીકારીને, એને પ્રીતિવડે ગ્રીતી લેજો. ૪ તમારી જુગલ—બેની જોડી કુંદનમાં મણિ જડ્યા જેવી અને ચંદ્ર ચંદ્રિકા સરખી જણાશે. સમાલંકાર. ડાગવ રાજાની ઘોડીને માટે જિષ્ણુ-અર્જુન અને વિષ્ણુ—કૃષ્ણ જેમ સમરમાં—લડાઇમાં મળ્યા હતા, અને જેવ તે શોભતા હતા તેવું જુગલરૂપ—રાધા અને કૃષ્ણનું જોવા નૃસિંહમેહેતો હિ-સે—તલ્પે છે. ઉપમા અને સમાલંકારનો સંકર.

પદ ૧૦ મું. (૧-૨) દ્વંદ્વ એકલાએકલી બે જણનું યુદ્ધ. જેમ અર્કતૂર-આકડાનું તૂર, નભે—આકાશમા ધૂર—ધૂળ, (કે ધુમાડો) કે પાદ—પગવડે જેમ રોડું (સહેલાઇથી) ઉડાડીએ તેમજ એનાથી—કૃષ્ણથી વગર હારે હું એને ઉડાડીશ. પરંતુ તમે જે સ્વીકાર્યુ છે (અર્થાત્ જેની સાથે લડવાનું કબૂલ કર્યું છે) તે પૂર્ણ કરજો-પાર ઉતારજો. (આટલું કહીને) શૂરપણું દેખા-ડીને અને ક્રોધાંધ થઇને કહેતી કે, આ શસ્ત્ર ૪૦ એટલે જે શસ્ત્રો વડે યુદ્ધ

પાર કરો એમ નહિ વારમાં ક્ષેમ, યુદ્ધ વગર જોએ શરણુ થાઓ;
કમળ કરે લખી જોઈ નરસંઘ મુખોં, પત્રિકા લઇ હવઈ કોણ જાએ.   ૪

પદ ૧૧ મું.

સભા બીચ દેખતી મને ઉવેખતી, લાયક નહિ લેખતી વિષ્ટિ કાજે;
મનમાંહેનું બોલવું કૃષ્ણ શું બોલવું, જિનાથી ડરપઇ સખિ કંસ રાજે.   ૧
(ત્યાં)અન્યનું કુણગલ્લું (એવઇ)થાપનરસંઘરત્નું,(જેમ)ધનવેલખોદતાંધનઆવે;
અલભ્યલભ્યે જિમ રાધિકા થઇ તિમ, નિહાળી નરસંઘ કુશળ પૂછ્યું ભાવે. ૨
વાટ વિરહિણી સ્નેહ દૂકાળિયા મેહ, આવ્ય રે આવ્ય તું આણી વેળા;
લઇ વિષ્ટિનું પત્ર જાની તું રે તત્ર, ગોપ ગોપેશ જ્યાં થાય ભેળા.   ૩
જઇ કહો એહને મોહના મેહને, પવન સાથે ભડે કિમ ઝીનો;
નરસંઘયો ચાલિયો મનમાં મા'લિયો (જે) કૃષ્ણ સહસ્રથી નિ રે બીતો.   ૪

---

(અથવા જોઇએ) લડાઇ કર્યા વગર (આપણું) સારું થતો હોય તો, તેમ કરો પરંતુ હવે વાર લગાડવામાં ક્ષેમ—સલામતી નથી. (૪) કમળ જેવા કરવડે (રાધિકાએ) પત્રિકા—સમાધાન પત્ર લખ્યું. હવઇ—હવે નૃસિંહ મહેતા જોઈ—જૂવે છે કે તે લઇને કોણ (કૃષ્ણની પાસે) જાય છે. પરિણામાલંકાર.

પદ ૧૧ મું. (૧—૨) (ગોપીઓની) સભાની બીચ—મધ્યમાં જોતી (રાધિકા) અને વિષ્ટિનું કામ કરવાને કોઇને પણ લાયક નહીં લેખતી, (જાણતી) કારણ કે જિનાથી—જેનાથી હે સખિ! કંસ સરખા ડરપઇ—ડરે છે; એવા કૃષ્ણની સાથે બોલવું અને વળી જે મનમાં હોય તે (કૃષ્ણની વિરૂદ્ધનું) ખુલ્લું કરી બતાવું એ ઘણું કઠિન છે. (આમ વિચાર કરે છે એવામાં) જેમ કોઇ ધનવેલ—(આ નામની વેલમાં એવો ગુણ હોય છે કે જે એને ખોદીને લઇ જાય તેને ઘણું ધન મળે) ખોદતો હતો તેવામા તેને ધનનો ભંડાર પ્રાપ્ત થયો! તેવી રીતે જ્યાં બીજાની જવાની પોહોચ નહોતી (ખોળતાં કોઇ મળતું નહોતું) ત્યાં એવઇ—એવે નૃસિંહ મેહેતો રજુ—નજર આગળ હાજર થયો. પ્રહર્ષણાલંકાર. અલભ્યલભ્યે—ન મળે એવી વસ્તુ મળે જેમ આનંદ ઉત્પન્ન થાય, તેમ રાધિકા ખુશી થઇ; (નૃસિંહને જોઇને) અને નૃસિંહ મેહેતાને કુશળ સમાચાર પુછ્યા.

(૩) વાટ—દીવેટને (તેલ ખૂટ્યું હોય ત્યારે) સ્નેહ—તેલ જેવા, વિરહિણી—પતિને ઇચ્છનારીને સ્નેહ—પ્રીતિરૂપ (મળવા જેવા) અને દૂકાળિયા—દૂકાળના વખતમાં મેહ જેવા તું—નૃસિંહ મેહેતા આ વખતે આવ આવ!

### પદ ૧૨ મું.

કા'ને કાને સહ્યું ભેળી થઇ છે સહુ, યુદ્ધ કરવા મળી સર્વ આજે;
શત્રુ હલકાયકી ડરવું મનમાં નકી, વેણુ વિચારી વાંઇ ગોપરાજે. ૧
જેમ મયૂર મેહથી દ્વિજાદિ ઉજેહથી, મૌવર મણિધર મૃગ મૃગિ નાદે;
ત્યમ વેણુ સ્વરે સહુ મલણ ત્વરિત થ'ુ, ધાય અન્યો અન્યે વાદ વાદે. ૨
મિષોન્મિષમા મળી સરવે સભા ભળી, કો'તમે કા'નજી શુ રે રમીએ;
વયીને દાખતા કૃષ્ણજી ભાખતા, ગોપી સન્મુખ થઇ કો'તો નમીએ. ૩
એકીકાજે તહી બળે બોલ્યા સહી, જાવજી જાવજી એ શું ભાખ્યું;
ધાગ્ન નરસંઇ કહે દૂધમલ્લ કિમ્ રહે, કરભ આસ્ફોટિને બળ દાખ્યું. ૪

---

(૮) મોહના (આશક્તિના) મેહરૂપ–વરસાદરૂપ જે કૃષ્ણ અને જાઇને કહો કે પવન (રૂપ એવી જે રાવિકા)ની સાથે ભડે–લ્ડે કિમ્–કેમ ઝીતી શકયો ? કૃષ્ણને વરસાદનું અને રાવિકાને પવનનું રૂપક આપી કવિએ ઘણુ સારું ન્યૂનાધિકપણું દર્શાવ્યું છે; કેમકે પવન સામે બાકરી બાધતા વાદળાં ઘસડાઇ જાય. (વિપ્રિપત્ર લઇને) નૃસિંહ મેહ્તો કે જે સહસ્ર–હજાર કૃષ્ણથી પણ નિરે ભીતો–(નિ–નહી ભીતો–ડરતો) નથી ડરતો તે મનથી ખુશી થતો થતો ચાલ્યો.

પદ ૧૨મું (૧) કા'ને–કહાને કાને સાભળ્યું કે સર્વ–(બધી ગોપીઓ) ઇ૦ સ્પષ્ટ છે. હલકા શત્રુથી પણ ડરવુ એવી જે નીતિ છે તેનો વિચાર કરીને વેણુ–વાંસળી ગોપરાજે–કૃષ્ણે વગાડી. (૨) જેમ મયુર–મોર વરસાદથી, દ્વિજાદિ–પક્ષીઆદિ ઉજેહ–ઉજેસ–પ્રભાતના થોડા થોડા અજવાળાથી, મણિધર–સાપ મૌવર–મહુવર–(બાજીગરના તુબડીના વાજા)ના સ્વરથી અને મૃગમૃગિ–હરણ ને હરિણીનાદ–ગાયનના સ્વરથી જેમ એકદમ ત્વરિત–ઉતાવળા થાય છે તેમ વેણુ–વાસળીના સ્વરથી (ગોપ) વાદ વાદે પેલા કરતાં હું પેહેલો (મલણ) મળું એવા ઇરાદે ધાય–દોડમગાડા કરે. દૃષ્ટાંત અને ઉપમાનો સંકર.

(૩) મિષોન્મિષમાં–આંખ મીચાને ઉઘાડવામા ગોવાળિયાની બધી સભા ભરાઇ ગઇ; અને તે કૃષ્ણને કહેવા લાગ્યા કે આપણે કેઇ રમત રમીશું ? (ગોપ જાણતા હતા કે રમવાને માટે બોલાવ્યા છે) વયીને–સરખી મોટી વયના, કે સરખી વયવાળા (ગોપને)ને કૃષ્ણે કહ્યુ કે આપણા સામી ગોપીઓ (લડવા) ચઢયો છો (હવે) જો તમે કો'તા હોતો એમને નમીએ–નમ્યું આપીએ

### પદ ૧૩ મું.

ગોપ ભેળા થઈ કૃષ્ણ સનમુખ જઈ, બોલિયા નારીને કોણ લેખે;
ગૈન્ય સુરભી ઘણું યૂથ મૃગલીતણું, ગજપતિ ડરપિયાં એને વેખે? ૧
બળદેવ બોલિયા તોલ મન તોલિયા, ભાઈ! કંઈ યુદ્ધ નહિ રહ્યું એમાં;
જીતીએ જરા નહિ હારે અપજશ સહી, "બાંડિયા સર્પને બબવું શેમાં?" ૨
"ભગ તેગ મારવી" મહિલા હરાવવી, તે "કીડિયાં ઉપરે કટક" જેવું;
કૃષ્ણ કે' કિમ્ કરંઇ ડાહ્યે કે'શે ડરંઇ, નારીને નમવુ તે નિશ્ચ કેવું? ૩
તિને કૃષ્ણ વિચારતા બળદેવ વારતા, (એવે) કૃષ્ણને પૂંછતો નરસંઇ આવ્યો;
કૃષ્ણ ગોવાળિયો ડરિ કંઝર્યો આવિયો, છે અહીં તેહ જે ચોર કાવ્યો? ૪

### પદ ૧૪ મું.

વેણ હલકાં કહ્યાં તેહ ગોપે લહ્યાં, પકડિયા નરસંઇ ચારે પાસે;
માર મારો ઇને ચોર કે' છે કિને, શબ્દ એવા સુણી નરસંઇ ત્રાસે. ૧

---

૪ એકીકાળે–એકીવખતે–સર્વ સાથે. ઇ૦ સુગમ છે. નૃસિંહમેહેતો કહે છે કે, દૂધમલ્લ–(દૂધ પીને મલ્લ જેવા થયેલા માટે) ગોવાળીઆ કિમ્–કેમ (ઢાંકયા રહે. (તેમણે તો) કરભ–(હાથનો પ્હોંચો) આસ્ફોટિને–(ઠોકીને) થાબડીને (પોતાનું) બળ દેખાડયું.

પદ ૧૩મું. (૧) લેખે–લેખવે–ગણે (છે.) સુરભી–ગાયોના સૈન્યથી અને મૃગલી–હરણિયોના યૂથ–ટોળાના વેખ–વેશથી કદી ગજપતિ–સિંહ ડરપિયાં–ડર્યો છે? દૃષ્ટાંતાલંકાર. (૨) "બાંડા સાપનો બે મગ મરો" આવી કહેવત ચાલે છે તેનો ઉપયોગ કરી બતાવ્યો છે.

(૩) "ભગ તેગ મારવી"–"છાણમાં તલ્વાર મારવી" અને કીડિયાં–કીડીઓપર કટક–લશ્કર ચઢાવા જેવું સ્ત્રીઓને જીતવાનું છે. નિદર્શનાલંકાર. (બળદેવના પ્રશ્નના ઉત્તરમા) કૃષ્ણ કહે છે કે, (જો) ડાહ્યે–ડહાપણ કરવા ગયે (ઉપર બતાવ્યું તેવું) કહેશે કે, ડરઇ–ડરે છે. (૪) આવી રીતે બળદેવ વારતા અને તિને–કૃષ્ણ વિચારતા–પૂછતા હતા એવામાં કૃષ્ણ કયાં છે એમ પૂછતો નૃસિંહમેહેતો (વિક્ષિપ્ત લેહને) આવ્યો. અને કંસથી ડરીને જે આવતો રહ્યો ને ચોર કહેવાયો છે તે ગોવાળ (કૃષ્ણ) અહીં છે? (એમ પૂછવા લાગ્યો.)

કૃષ્ણ મૂકાવિયો કિમ્ અલ્યા આલિયા? કાંનને ચોરતું કેમ ભાખે?
નરસંઇયો વદે બહુ ભર્યા છો મદે, ધિક્ વિષ્ટિકાર પર ખાંગ દાખે. ૨
શૂરથી સંતાપ છો અમળપર ખાવ છો, (એ) શૂરપણા પર જઇએ વારી;
જેણે પુરૂપ કર્યા ભાર ભૂપર ધર્યા, તમથકી તો ભલી હોય નારી! ૩
દૂત માર્યા તણું માન મનશે ઘણું, શત્રુ હવંઇ નીશ્ચે શરણ થાશે;
કે' નરસંઇ નકી દાસ માર્યા થકી, બરદિયા! તાહરું બરદ જાશે. ૪

### પદ ૧૫ મું.

ગોપ ટોળે મળ્યા કુણ છિં કે' અલ્યા, નિંદ વાણી વદે તોય જીવે;
જાગ બેસારિયા કાંને સહુ વારિયા, હે પતંગ! કિમ્ ઝંપલાય દીવે? ૧
(તુ) વિષ્ટિયે આવિયો કે લઢાઇ લાવિયો, બોલ્ય ડાહ્યો થઇ અભય દીજે;
નૃસિંહ કે' વાહલા અભય દેનાર શા, કો'જી કો'જી કરશો શું ખીજે. ૨
અભયતો હું દઊં જે અપમાન સઊં, નહિતર ઉરાડું સહુ પાદ ઠેસે!
અવગ કરવું કંઇ ધરમ મારો નહીં, કોઇ કહે જીતિયો દાસ વેશે. ૩
એહ સુંણ્યું તુને રૂચે ન ભૂપણ મુને, (આ) પત્ર વાંચીને તું શર્ણ થા રે;
દાસ નરસંઇ કહે ચિત્ત આરૂ ચહે, (તો) લુઠતો લુઠતો શર્ણ જા રે. ૪

---

પદ ૧૪મું. (૨) વિષ્ટિકાર-વિષ્ટિકરનાર-સલાહનું કેણ લેઇ જનાર. (૩) તમને જેણે પુરૂપ (નર) બનાવ્યા તેણે (આ) ભૂપર-પૃથ્વીપર ભાર-બોજારૂપ ધર્યા-મૂક્યા-ઉત્પન્ન કર્યા. તમારા (જેવા પુરૂપ) કરતાં તો સ્ત્રીઓપણ સારીઓ હોય છે. નિંદોક્તિ (૪) નિશ્ચે-નિશ્ચે. વ્યાજસ્તુત્યાલંકાર. નૃસિંહમેહ્તો કહે છે કે, દાસ માર્યાથી-સલાહકારને મારવાથી હે બરદિયા! બરદવાળા-પણ રાખનારા, તારું બરદ-પણ જશે. ચંદ બારોટે પૃથીરાજ રાસામાં બરદિયાનો અર્થ બળદિયો કરેલો છે, તેજ પ્રમાણે અહી પણ અર્થ જેના પાસેથી અમને પ્રત મળી છે તે કરી બતાવે છે. પરંતુ જોઇએ તેવો ખુલાસો ન થવાથી તે અર્થ બતાવવામા આવ્યો નથી.

પદ ૧૫ મું. ૧ છિં-છે. કહાને બધા (ગોપને) વારિયા-(બોલતા) અટકાવ્યા અને (પોતપોતાની) જગોએ બેસાર્યા. (અને પછી બોલ્યા કે), હે પતંગ: ફુદા તું દીવામાં પડવાને કિમ-કેમ ઝંપલાય છે? (૩) સહુ-બધા ગોપને. પાદ-પગ. અવગ અવળું કામ કરવુ અર્થાત્ દાસ થઇને આવ્યો છું અને તમને હું તે વેશે જીતીને જઊં એ બરાબર નહી. (૪) દાસરૂપે આવી જીતવારૂપ અવળું ભૂપણ-મને રૂચે-ગમે-શોભે નહી. એવું-અવળું કરવા

પદ ૧૬ મું.

બોલવું સાંભળી હરખ ગયો ગળી, અગ્નિથકી તપ્ત થઇ પત્ર લીધો;
સિંહમાંને કરે આપિયો નટવરે, વાચતું વાંચ આદેશ કીધો. ૧
જોઇએ શું લખે ભામિની શું ભખે, વચન સુણી સિંહમાજી વાંચે;
"ખૂંદી ખમું અમો દુઃખ દ્યો જે તમો, નફટ! મુક્તિ નહિ આજ નાચે. ૨
અબળમાં બળ નહીં ઇમ ધારીશ નહિ, ચંડીએ ચોગિયા શૂર કેવા;
મહિષિયો માતિયો અન્ય જે સાથિયો, (નિ્જ) ક્રીતિયો સર્વ જે દેવદેવા. ૩
પુરૂપ જે દેવતા નારીને સેવતા, પ્રસન્ન થઇ છોડવ્યા એવી નારી;
એ અમો એક છુ છોડને ટેક તું, શર્ણ થા જાય નરમંધયો વારી." ૪

પદ ૧૭ મું.

પત્ર વંચાઇ ગયો નરસઇ ઉભો થયો, બોલિયા બળકરી શર્ણ થા રે;

---

રૂપ કાર્ય તનેજ સોંપ્યું છે. (કૃષ્ણે ઘણાને કપટથી જીત્યા હતા તેથી એને આવું મેહેણું દીધું છે.) પત્ર—રાધાનો લખેલો સલાહ કરવાનો કાગળ. ચાર—સાર. લુઠતો—આળોટતો.

પદ ૧૬ મું. ૧ (નૃસિંહ મેહેતાનું) બોલવુ સાભળીને (જે કંઇ) હર્ષ હતો તેનો નાશ થયો, અને અગ્નિથી પણ (વધારે) તપ્ત—તાપી જઇને કાગળ લીધો. નિષેધાભાસાક્ષેપાલંકાર. આદેશ—હુકમ. (૨-૩-૪) ભખે (બોલે—ભખે) તુચ્છકારવાચક. તમે—(કૃષ્ણ) જે જે દુઃખ દ્યો છો અને જેમ ખુંદો છો તેમ (આજ સુધી) અમે સહન કરીએ છીએ; પરંતુ હે નફટ! આજ નાચે—(નાચરંગ કરે) મુક્તિ—છૂટકો થવાનો નથી. અબળમાં—સ્ત્રીઓમાં બળ ન હોય એમ તો તારે ધારવુંજ નહી. કારણ કે ચંડીએ (સ્રીરૂપ માતાએ) મહિષિરા—મહિષાસુર માતિયો—જોરાવર થએલો અને તેના સાથિયો—સોબતીઓ (બીજા રાક્ષસો) કે જે દેવદેવા—દેવના દેવ ઇંદ્રને પણ અને બધા દેવને જીત્યા હતા; એવા શૂરને પણ ચોગી નાખ્યા—ચૂરો કરી નાખ્યા હતા. (તું જો પુરૂષપણાનું અભિમાન ધરાવતો હોય તો સાંભળ) જે પુરૂપ—(નર) દેવતાઓ તે નારીને (ચંડિ) સેવતા—સેવન કરતા; અને તે જ્યારે પ્રસન્ન થઇ ત્યારે તેણે તેમને છોડાવ્યા. એવી જે નારી તે (માતા) અને અમે (ગોપીઓ) એક છીએ માટે (પુરૂષપણાનો) ટેક છોડી દઇ અમારે શર્ણ થા. નૃસિંહ મેહેતો કહે છે કે એમ થાય (શર્ણ થાય) તો હું પણ વારી જાઉં.

પદ ૧૭ મું. (૧-૨) કાગળ વંચાઇ રહ્યા પછી નૃસિંહ મેહેતો જોસભેર

સ્વર્ગ મૃત્યુ પાતાળ વળિ કાળનો કાળ, થાશ નિ સાંપ્રત તું શર્ણ જા રે. ૧
નારીને જીતવી એહમા બીતશી, એવુ ધારીશ નહિ કા'ન કાળા;
પાર્વતીનો પતિ છોડ્યો મહામતિ, કરિયો અસુરને હરવી લાળા. ૨
જે ત્રિપુરારિયો ભિલડીથી હારિયો, તો અબળા ગોપ તું કોણ લેખે;
પિયૂષને કારણે નાખિયા ધારણે. હરવિયા આસુરી દેખ દેખે. ૩
સુણી દૃષ્ટાંતને ત્યાગી સિદ્ધાંતને, દાંતે તરણું લઇ આવ આજે;
(વળી) હસ્ત દ્વય બાંધીને શધડી શીર ધારીને, ચાલ નરસંઇ સંગ ગોપરાજે. ૪

પદ ૧૮ મું.

જીવતો જન અટવા બોલ ત્યાં કે' ભલા, કાલિય મર્દ્યો તિમ તમને મર્દે;
શ્લાઘા કરે આત્મની મહતા કરશે મા'ત્મની, અબળ બળ કેતુ હું જાણું હર્દે. ૧

---

ઉભો થઇ બોલ્યો કે, તું–(કૃષ્ણ) શર્ણ થા, નહિતો ત્રણે લોકમા અને વળી કાળનો કાળ–ભગવાન પણ સાહ્ય કરનાર નથી, માટે (રાધિકાને) તાબે થઇજા. (તું કદી એમ ધારીશ કે) સ્ત્રીને જીતવામા બીતશી–બીક શી છે; પરંતુ હે કાળા કહાન! એમ ધારીશ નહી, કારણ કે પાર્વતીપતિ–શંકરને મહામતિ–મોટી બુદ્ધિવાળી પાર્વતીએ(કે પાર્વતીરૂપે)અસુર–ભસ્માસુરને બાળી નાખીને છોડાવ્યો હતો. "ભસ્માસુરને મહાદેવે એવુ વરદાન આપ્યુ હતું કે તે જેનાપર હાથ મૂકે તે બળી મરે, તે વરદાનનો અજમાયેશ તેણે મહાદેવપર કરવા ધારીને તેને ઘણા દુઃખી કર્યા હતા. તે વખતે પાર્વતીએ તેને માથેજ તેનો વરદાઇ હાથ મૂકાવી મહાદેવને દુઃખમુક્ત કર્યાની કથા પ્રસિદ્ધ છે"

૩ જે ત્રિપુરારી–(ત્રણ પુરનો અરિ–મહાદેવ) તે ભીલડી (પાર્વતીએ ભીલડીનું રૂપ લઇ મહાદેવને ઠગ્યા હતા.) થી હારી ગયા હતા; તો અબળા ગોવાળીઆ તારા તે શા હિસાબ છે. વળી પિયૂષ–અમૃતને વાસ્તે આસુરી–દૈત્યને જોતજોતામા ધારણ નાખી હરાવી દેવામા આવ્યા હતા "અમૃત પીવાને માટે દેવદાનવનો ટંટો મોહિની(સ્ત્રીનું)રૂપ લઇ,રાક્ષસોને મોહ પમાડી પતવ્યો હતો."

૪ ઉપર બતાવ્યા એવા સ્ત્રીનાં પરાક્રમના દૃષ્ટાંતો સાંભળીને તારા સિદ્ધાંતને (ગોપી સાથ લડવાના) નિશ્ચયને છોડી દે; અને દાંતમાં તરણું ઘાલી હસ્ત દ્વય–બે હાથ બાંધી અને ગધડી શીર ધારી–માથે શધડી મૂકી (સાથી–જોડી મૂકી) હે ગોપના રાજા! આજે–આજ મારી (મહેતાની) સાથે ચાલ્ય.

પદ ૧૮ મું. (૧) (કૃષ્ણ કહે છે કે,) ભલા–ભલુ થાય તેવા બોલ ત્યાં (રાધિકા પાસે) કહેજે. કાલિય–કાળિનાગ જેમ મર્દ્યો–મર્દન કર્યો તેમ તમને

જાઇ કહે એહને ટાળી સંદેહને, "કરતી જે કાલ તે કરની આજે";
(પણ) ડગલું જોઇ ભરે કાજ તેનું સરે, સારંગી જીતી કંઇ સિંહરાજે? ૨
સમજ કંઇ છેલડા ગર્વ તજ ઘેલડા, સિંહથી સિંહણી હોય માતી;
સર્પિણિ સર્પથી અશ્વિનિ અશ્વથી, તિમ આહિરડી માતી તાતી. ૩
'વાર્યું કરશો નહિ હાર્યું કરશો સહિ," નિશ્ચે કહું નાથજી માન બોલો;
નરસંઇયા મા' મતિ વિનવે બહુ કથિ, જાગ્રે અમિ તમિ હારી રોશો! ૪

પદ ૧૯મું.

દાસ ગયા પૂછી રામ બોલ્યા રૂઠી, ઉઠિયે ગોપ ગોપેશ ચાલો;
કા'ન કે' ચાલિયે શસ્ત્ર સંભાળિયે, ઉતાવળા હાલી રણ મિચ્ચ મા'લો. ૧
ગોળીને ગોફણી પાશ લીધા વળી, ગેડીને ગેંદ સંભાળી સાહી;
કવચ ધરી કારમાં ચાલિયા હારમાં, સેનાપતિ અગ્ર સમર્થ માંહી. ૨

---

મર્દ-મર્દશે. મર્દન શબ્દ વાપરવામા સારી યુક્તિ કરેલી છે. ધર્મેલુપ્તોપમા. આત્માની (પોતાની-રાધાની) શ્લાઘા-સ્તુતિ કરે-કર્યાથી મા'ત્મની-મહાત્મ્ય-ની-મહિમાની મહતા-મોટાઇ કશી-કશા કામની નહીં. સ્ત્રીઓમાં બળ કેવુ-કેટલું હોય છે તે હું હૈડે-હૃદયે જાણું છું. (૨) એને-(રાધિકાને) જઇને કહ્યું કે "જે કાલ કરતી તે આજજ કર્ય" પરંતુ જે ડગલાં જોઇને ભરે તેનુ કામ સરે-સરાડે ચઢે; (વળી કોઇ વાર પણ) સારંગી-હરિણી સિંહરાજે-સિંહરાજને (અહીં પ્રાસને માટે વિભક્તિ દોષ કર્યો જણાય છે) કંઇ-કોઈવાર પણ જીતી છે? અથવા સિંહને કંઇએ (કેટલી) હરિણીઓ જીતેલી છે. એમ પણ અર્થ લઇ શકાય.

(૩) નૃસિંહમેહેતો કહે છે કે, હે છેલ! ગર્વ તજીને તું સમજ-સિંહ કરતાં સિંહણ સર્પ-(સાપ) કરતાં સર્પિણિ-(સાપણ) અશ્વ-(ઘોડા) કરતાં અશ્વિનિ-(ઘોડી) જબરી હોયછે. તેજ રીતે (આહીર-ગોવાળ-કૃષ્ણાદિ કરતાં) આહીરડી-ગોવાળણી માતીતાતી-જોરાવર છે. (૪) નિશ્ચે-નિશ્ચે. અમિ-અમે તમિ-તમે. સામ દાન દંડ અને ભેદ વડે નૃસિંહમેહેતે વિદૂષકનો યથાર્થ ધર્મ બજાવી બતાવ્યો છે.

પદ ૧૯મું. (૧) મિચ્ચ-વચ્ચે. (જ્યારે લડવા જાય ત્યારે હથિયાર જોઇએ તે ગોપ પાસે લેવડાવે છે) ગોફણ અને તેમાં મૂકીને મારવાની ગોળીઓ પાશ-ગોવાળીઆ પાસે જે સેલા બાંધવાનું દોરડું હોય છે તે. ગેડી ને ગેંદ-ગેડીદડો. કવચ-આહીરલોકોની પાસે જે કામળા હોય છે તે કવચની પેઠે

શંખ શૃંગી રણે ભેરી ત્યાં ભણ ભણે, ઉરગ ઉરવિ ડગે સૈન્ય સાજે;
સૈન્ય શું રામનું કાર્તિકસ્વામનું, સુરેંદ્રનું સેન એ દેખી લાજે. ૩
નદી પૂરે ચઢી જાય મળવા લઢી, (તેમ) ગોપનું લશ્કર વૃક્ષ ભાજે;
કિરણ ગણે કોઈ બિંદુ ગણે જોઈ, (પણ) નરસંઇ ન ગણઈ કોઇ સમાજે ૪

પદ ૨૦ મું.

અભ્ર છવાઇ ગયું તિમિર ગાઢું થયું, રેણુ કે દિન રજે ન સુઝે;
કમઠો કંપીઓ શેષ ન જંપીઓ, ચાલ આઘાતથી ધરતી ધ્રુજે. ૧
એવું લશ્કર ચઢી વૃંદે આવ્યું અડી, શંખને શૃંગી વિવિધ ફૂંકે;
નરસંઇયો મા' મતિ આવિયો બહુ મથી, નવ સખી શ્યામળો ટેક મૂકે. ૨

---

ધારણ કરી લીધા. કવચની ભિન્નતા દર્શાવવાને અર્થે 'કારમા' ( વિચિત્ર, નવાઇ જેવાં) શબ્દ વાપર્યો જણાય છે. અગ્ર–આગળ. સમગ્ર–બધા.

( ૩ ) શંખ–હાથને શંખના જેવો આકાર કરીને વગાડવામાં આવે છે તે ( શંખ ) શૃંગી–શિંગડાના આકારની વાંસળી અને ભેરી રમવાને માટે રાખેલાં નગારાં રણે–વ્રજના વનમાં ભણભણે–શબ્દ કરવા લાગ્યાં! ( એ ) સૈન્યના સાજ (તૈયારી) વડે ઉરગ–શેષનાગ અને ઉરવિ–ઉર્વી–પૃથ્વી ડગવા મંડી! અતિશયોક્તિ. ગોપના સૈન્ય આગળ રામચંદ્રનુ (રાવણપરની તૈયારીનું ) કાર્તિકેયનું ( તારકાસુર પર કરેલી તૈયારીનું ) સૈન્ય શા હિસાબમા, અને સુરેંદ્ર–દેવના રાજા ઇંદ્રનું સૈન્ય તો એ ગોપનું લશ્કર દેખીનેજ લાજી જાય! અતિશયોક્તિ અને વ્યાજસ્તુતિનો સંકર.

( ૪ ) જેમ પૂર આવેલી નદી મળવા ( સમુદ્રને ) માટે લઢી ( પહાડ ઝાડ સાથે ) ઉતાવળી થાય, તેમ ગોપનું સૈન્ય (રસ્તાની વચ્ચમાં આવતા ) વૃક્ષ–ઝાડ ( ઝાડવા ) ભાગતું ભાગતું ચાલ્યું જતું હતું. નૃસિંહમેહેતો કહે છે કે, સૂર્યનાં કિરણ અને વરસાદનાં બિંદુ કોઇ જોઇને ગણે, પરંતુ સમાજે–ઘણા મળીને પણ લશ્કરની ગણના કરી શકાય નહી. અતિશયોક્તિ.

પદ ૨૦મું (૧) લશ્કરના જવાથી એટલી રજ–ધૂળ ઉડીકે અભ્ર–આકાશ છવાઈ ગયું, તિમિર ગાઢું–ઘણુ અંધારું થયું અને તેથી દિવસ કે રેણુ–રાત્રી પણ જણાવા લાગી નહીં. સૈન્યના ભારથી કમઠો–કમઠ–કાચબો ( કેટલાક પુરાણોમાં એવી કથા છે કે કાચબાની પીઠપર પૃથ્વીનો ભાર રહેલો છે અને ભગવાને સમુદ્ર મથન વખત કાચબાનું રૂપ પણ લીધેલું હતું ) કંપી ઉઠયો, (ઘણા ભારથી) શેષ નાગને ગભરાટી થઈ અને ચાલ–ચાલવાના આઘાત-

જાઇ કહે એહને ટાગી સંદેહને, "કરતી જે કાલ તે કરની આજે";
(પણ) ડગલું જોઇ ભરે કાજ તેનું સરે, સારંગી જીતી કંઇ સિંહરાજે? ૨
સમઝ કંઇ છેલડા ગર્વ તજ ઘેલડા, સિંહથી સિંહણી હોય માતી;
સર્પિણિ સર્પથી અશ્વિનિ અશ્વથી, તિમ આહિરડી માતી તાતી. ૩
"વાર્યું કરશો નહિ હાર્યું કરશો સહિ," નિશ્ચે કહું નાથજી માન ઓશો;
નરસંઇયા માં મતિ વિનવે બહુ કથિ, જાગ અમિ તમિ હાર્યો રોશો! ૪

પદ ૧૮મું.

દામ ગયા પૂરી રામ બોલ્યા રૂડી, ઉઠિયે ગોપ ગોપેશ આશો;
કા'ન કે' ચાલિયે શસ્ત્ર સંભાળિયે, ઉતાવળા હાલી રણ મિચ મા'લો. ૧
ગોળીને ગોફણી પાશ લીધા વળી, ગેડીને ગેંદ સંભાળી ઝાલી;
કવચ ધરી કારમાં ચાલિયા હારમા, સેનાપતિ અગ્ર સમગ્ર માહી. ૨

---

મર્દે-મર્દશે. મર્દન શબ્દ વાપરવામા સારી યુક્તિ કરેલી છે. ધર્મપુષ્પતોપમા. આત્માની (પોતાની-રાધાની) શ્લાઘા-સ્તુતિ કરે-કર્યાથી મા'ત્મની-મહાત્મ્ય-ની-મહિમાની મહતા-મોટાઇ કશી-કશા કામની નહીં. સ્ત્રીઓમાં બળ કેવું-કેટલું હોય છે તે હું હૃદે-હૃદયે જાણું છું. (૨)-એને-(રાધિકાને) જઇને કહો કે "જે કાલ કરતી તે આજજ કર્ય" પરંતુ જે ડગલાં જોઇને ભરે તેનુ કામ સરે-સરાડે ચડે; (વળી કોઇ વાર પણ) સારંગી-હરિણી સિંહરાજે-સિંહરાજને (અહીં પ્રાસને માટે વિભક્તિ દોષ કર્યો જણાય છે) કંઇ-કોઇવાર પણ જીતી છે? અથવા સિંહને કંઇએ (કેટલી) હરિણીઓ જીતેલી છે. એમ પણ અર્થ લઇ શકાય.

(૩) નૃસિંહમેહેતો કહે છે કે, હે છેલ! ગર્વ તજીને તું સમઝ-સિંહ કરતાં સિંહણ સર્પ-(સાપ) કરતાં સર્પિણિ-(સાપણ) અશ્વ-(ઘોડા) કરતાં અશ્વિનિ-(ઘોડી) જબરી હોય છે. તેજ રીતે (આહીર-ગોવાળ-કૃષ્ણાદિ કરતાં) આહીરડી-ગોવાળણી માતીતાતી-જોરાવર છે. (૪) નિશ્ચે-નિશ્ચે. અમિ-અમે તમિ-તમે. સામ દાન દંડ અને ભેદ વડે નૃસિંહમેહેતે વિદૃષકારનો યથાર્થ ધર્મ બજાવી બતાવ્યો છે.

પદ ૧૯મું. (૧) મિચ-વચ્ચે (જ્યારે લડવા જાય ત્યારે હથિયાર જોઇએ તે ગોપ પાસે લેવડાવે છે) ગોફણ અને તેમા મૂકીને મારવાની ગોળીઓ પાશ-ગોવાળીઆ પાસે જે સેલો બાંધવાનુ દોરડું હોય છે તે. ગેડી નં ગેંદ-ગેડીદડો. કવચ-આહીરલોકોની પાસે જે કામળા હોય છે તે કવચની પેઠે

શખ શૃંગી ગગે ભેરી ત્યાં ભણ ભણે, ઉરગ ઉરવિ ડગે સૈન્ય સાજે;
સૈન્ય શુ રામનું કાર્તિકસ્વામનું, સુરેંદ્રનું સૈન એ દેખી લાજે. ૩
નદી પૂરે ચઢી જાય મળવા લઢી, (ત્યમ) ગોપનુ લશ્કર વૃજ ભાજે;
કિરણ ગણે કોઈ બિંદુ ગણે જોઈ, (પણ) નરસઇ ન ગણાઈ કોઇ સમાજે ૪

પદ ૨૦ મું.

અભ્ર છવાઇ ગયું તિમિર ગાઢુ થયું, રેણુ કે દિન રજે ન સુઝે;
કમો કંપીઓ શેષ ન જંપીઓ, ચાલ આઘાતથી ધરતી ધ્રુજે. ૧
એક લશ્કર ચઢી વૃંદે આવ્યુ અડી, શખને શૃંગી વિવિધ ફૂકે;
નરસઇયા મા' મતિ આવિયા બહુ મથી, નવ સખી શ્યામળો ટેક મૂકે. ૨

---

ધારણ કરી લીધા. કનમની ભિન્નતા દર્શાવવાને અર્થે 'કારમા' ( વિચિત્ર, નવા-ઇ જેવા) શબ્દ વાપરેલો જણાય છે. અગ્ર-આગળ સમગ્ર-બધા.

( ૩ ) શખ-હાથને શંખના જેવો આકાર કરીને વગાડવામા આવે છે તે ( શખ ) શૃંગી-શિંગડાના આકારની વાસળી અને ભેરી રમવાને માટે રાખેલા નગારા રણે-વ્રજના વનમા ભણભણે-શબ્દ કરવા લાગ્યાં! ( એ ) સૈન્યના સાજ (તૈયારી) વડે ઉરગ-શેષનાગ અને ઉરવિ-ઉર્વી-પૃથ્વી ડગવા મડી! અતિશયોક્તિ ગોપના સૈન્ય આગળ રામચંદ્રનુ (રાવણપરની તૈયારીનું ) કાર્તિકેયનુ ( તારકાસુર પર કરેલી તૈયારીનું ) સૈન્ય શા હિસાબમા, અને સુરેદ્ર-દેવના રાજા ઈંદ્રનુ સૈન્ય તો એ ગોપનું લશ્કર દેખીનેજ લાજી જાય! અતિશયોક્તિ અને વ્યાજસ્તુતિનો સકર.

સ્વામિની સજ્જ થઈ ટોળી નિર્બળ જુઈ, જે ડર ઇ મૃત્યુથી ભાગી જાઈ,
ગોઇપર જોર નહિ કરવું મારે કંઈ, રખિ જિ જીવતિ પરિ થાઇ ૩
એટી કાળે તણી ભાગિ(કા) બોલી સહી, સ્વામિની સત્યજી આપ બાપો,
નીર જૂદું પડે ઘડ જઈને લડે, ભણે નરમ દયા એવીને રાણો. ૮

પદ ૨૧ મું.

વિશાખાદિ વર મ, ભર્યો છે મર, અજિત અનિ ઝીતીને જરા સેવો,
સૈન્ય જો ગોપનું આવિયું ધીપતું, જો બિચ લાગતો લગ્ડો કેવો ૧
ગજ્ર સજો સખી સૈન્ય ભારે લખ્યા, (વગિ) કરો સિંહનાદ એ સુણું એવો,
ખરશીને ગોવિયા તાલને તોવિયા, છળ્યા સુણી ગર્જના દેવ દેવો। ૨
બ્રહ્માંડને ચિરિયું વિયતને પૂરિયું સિંહનાદે ફાટ્યા (કઇ) સપ્ત એવો,
નિર્બળો ભાગિયા મગમૂન લાગિયા, કઇ સુણ્યો શબ્દ નિ ગોપી જેવો। ૩
ગોપ જે માં બની તેહ ગયા ઠળી, ધીર ગિર મૂક્યા અહમેવો,
નરમ દયા ભણે મુક્તિ નહિ દીનપણે, આહા ક્ષમા તો જઇ ચર્ણ સેવે. ૪

---

અનાજથી—અઙ્ગાનાથી ધરતી ધ્રુજવા લાગી । અતિશયોક્તિ (૨) નૃસિંહ મેહતો જે વિષ્ટિ કરવા ગયો હતો તે મથી—(સલાહ કરાવાની) માથાકૂટ કરી આવ્યો અને કહેવા લાગ્યો કે હે સખી! (રાધિકા) શ્યામળો—કૃષ્ણ (લડવાનો) ટેક મૂકતો નથી

(૩) એનું સાંભળીને સ્વામિની—રાધા તૈયાર થઈ—થઇ જે બળ વગરની (ગોપીઓ) હતી તે જુદી—જૂદી કરી અને કહ્યું કે જે મોતથી ડરઇ—ડરે તે ભાગી જાઈ—જાય. ગોઇનાપર (નંદના નિર્ગુણ) મારે કંઇ પણ જોર કરવું નથી, માટે જિ—જે જીવરક્ષિ—જીવનું રક્ષણ—સંભાળનાર હોય. મતલબ કે મરવાથી ડરે તે અરિ—(સુખેથી) દૂર થાઈ—થાય

પદ ૨૧ મું. (૧) ધીપતું—દીપતું—ગોઠતું લખી—લહી—દેખી ૨ ખર શીને—મોટેથી બૂમ પાડીને ૩ ગોપીઓના સિંહનાદે બ્રહ્માંડ ચીરાઈ ગયું, વિયત—આકાશ પરાઈ ગયું અને સપ્તએવો—સાત આકાશો પણ ફાટી ગયા। એ—(આકાશ) (૪) અહમેવ—અહંકાર જોરાવર ગોપ પણ જ્યારે સિંહનાદ સાંભળી ભાગી ગયા ત્યારે નૃસિંહ મેહેતો કહે છે કે એમ દીનપણું બતાવે મુક્તિ—છૂટકો થવાનો નથી, પરંતુ જો ક્ષમા—માફીની ઇચ્છા રાખતા હો તો જઇને (ગોપિકાના) ચર્ણનું સેવન કરો. અહિં યુક્તિ અને ગર્હુંસેવન વાપરવામાં કવિયે સારી યુક્તિ વાપરી છે

### પદ ૨૨ મું.

સુણી સિંહનાદ સામો દોવો સાદ, ગર્જના ભારી થઇ ગોપ કેરી;
સુરત સંગ્રામમાં કામના ધામમા, નિહાળિયે (કે) જીતઇ મર્દ મેરી.
ગોઠડી મિશ્ર ધરી ગોપ ભેગા કરી, વિષ્ટિ કરનાર મોકલિયે કોઇ;
કોઇ કે કામશું કેણનું નામશું, જાઇ ભડીએ હોનાર હોઇ.
બળનો વીરજે બરકિયો ધીરતે, સલાહકારની કરવી સોઇ;
જીત જે કામનો નિપુણતા ધામનો, સંગી નિ શ્યામનો છે રે કોઇ? ૩
મેં નીચું લહ્યું હા ન કોઇએ કહ્યું, (ઉઠી) આવિયો જયદેવ સમય જોઇ;
નરસંઇયો ભણે ઉભિયો મુદિતપણે, કૃષ્ણ ભજતા જેણે નાર ખોઇ! ૪

### પદ ૨૩ મું.

ઉઠિને આવિયા સરવને ભાવિના, (કહ્યુ) વિષ્ટિએ જાવ તમિ જયદેવા;
ઉન્મત્ત આહિરડી લાલની લાડડી, વિકટ બહુ એહની વિષ્ટિ સેવા. ૧
ધરવો ગોપરધણી કરવો ભૃગિપર છરી, કરમ એવું કર્યે કોણ વદે;?

---

પદ ૨૨ મું (૧) મેરી—સ્ત્રી. (૨) ગોપ ભેગા કરીને તેમની વચ્ચે (કૃષ્ણે કે કોઇ બીજા ગોપે) વાત કરી કે (રાધિકાની પાસે) વિષ્ટિ કરવાને માટે કોઇને મોકલવો જોઇએ કેટલાક (ગોપ) કહે છે કે વિષ્ટિનુ કરેણ મોકલવાની કંઇ પણ જરૂર નથી, પરંતુ ત્યાં જઇને (ગોપીઓની) સાથે ભડીએ—લઢીએ, પછી જે થનારૂં હશે તે થશે.

(૩) બળનો વીર—બળદેવજીનો ભાઇ—કૃષ્ણ બરકિયો—મોટેથી બોલ્યો કે સલાહ કરાવનાર માણસની (મોકલવાની) સોઇ—ગોઠવણ કરવી જોઇએ. તેનામા આ પ્રમાણે ગુણ હોવા જોઇએ,—નિપુણતા ઇઃ—ચતુરાઇ ડાહ્યો, કામદેવને જીતેલો અને શ્યામ—શ્યામા—સ્ત્રીનો સંગી—સંગ વાળો ન હોય, એવો કોઇ છે? (૪) ઉપલી કડીમા કહેલા સર્વ ગુણ જયદેવનામા પોતાની પદ્મિનિ સ્ત્રી મરી જવાથી આવેલા હતા; અર્થાત્ તેણે કામનો અને સ્ત્રીનો ત્યાગ કરેલો હતો. નૃસિંહમેહેતો કહે છે કે જેણે કૃષ્ણનું ભજન કરતા પોતાની સ્ત્રી ગુમાવી છે, એવો જયદેવ (વિષ્ટિએ જવા) મુદિતપણે—આનંદમા (આવીને) ઉભિયો—ઉભો રહયો (જયદેવ પ્રથમ એકલા કૃષ્ણનો ભક્ત હતો તેથી તેને નાર ખોઇ, એવું મ્હેણું નૃસિંહમેહેતાએ દીધેલું છે. (અર્થાત્ તેણે જો સખીભાવે ભક્તિ કરી હોત તો સ્ત્રી ખોવા વારો આવત નહી!)

નીચ નરને ઘણું કમ વિષ્ટિ તણું, (વળિ) પાસ તે નારીની કો ન નિંદે? ૨
હારમાં સાંધીને સવિને બાંધીને, લુઠતી લલના સાહી લાવું;
(પણ) લાજુ હું જેહમાં સૂંપ્યું શું એહમાં, (કો') કૃત્ય કઠિન જે કરી આવું. ૩
શૂર સાચોજ તું કૃષ્ણ કે' ધન્ય તું, જાય સવિ સત્વર સાહી લાવો;
શીદ મરો મથી બરકે બપવું નથી, જિત્યા પૂઠિ નરસંઈ શૂર કાં'વો. ૪

## પદ ૨૪ મું.

જયદેવ ચાલિયો મનમાંહિ મા'લિયો, આવિયો જ્યાં ઉભી શૂર નારી;
રાધિને પૂછતો મરડતો મૂછતો, ગુપ્ત ક્યાં ગોપી ભ્રખુની દુલારી? ૧
જેહ ક્ષમા ચહે તેહ ગુપત રહે, નિરખ ઓ નાર ભૂષણ બિરાજે;
રાધિ બોલી લખી કૂણ એ છે સખી, પુરૂષ અહિ આવિયો કૂણ કાજે? ૨

---

પદ ૨૩ મું (૨-૩) (જયદેવ કહે છે કે,—) ગો—ગાયપર ધરી—ધૂસરું મૂકવાથી અને મૃગિ—મૃગલી—હરિણીપર છરી કરવા જેવાં કામ કરવાથી કોઇ પણ વંદે—વખાણ કરે ? નરને—પુરૂષને (શૂરાઓને) વિષ્ટિ કરવાનું જે કામ છે તે ઘણું નીચું છે. (તેવું નીચું કામ અને તે વળી) નારીની પાસે જઇને કરવાથી (તેની) નિંદા કોણ કરે નહીં? (એમ છતાંય જો આપ કહેતા હો તો) સવિ—સર્વ લલના—સ્ત્રીઓને સાહી—પકડી હારમાં સાંધી—જોડી—ગોઠવી અને બાંધીને લુઠતી—આળોટતી (અહીં) લાવું. પણ એવુ હલકું કામ (આપે) મને સોંપ્યું તેથી હું લજ્જા પામું છું; માટે (કોઈ આથી પણ) કૃત્ય કઠિન—અઘરું કામ કહો કે જઇને કરી આવું. (૪) કૃષ્ણ કહે છે કે, તને ધન્ય છે અને તું ખરેખરો શૂરો છે. નૃસિંહમેહેતો કહે છે કે, મોટેથી બોલો અને ઠાલી લવારો કરે બપવું—બપવાનું નથી—(અમે) શૂર—શૂરા છીએ એવું લડાઈ જીત્યા પછી કહેવુ એ વધારે યોગ્ય છે.

પદ ૨૪ મું. ૧ ગોપી—બીજી ગોપીઓને (જયદેવ) મૂછ મરડતો પૂછતો કે ભ્રખુની—ભ્રખુભાન (રાધાના બાપનું નામ) ની દુલારી—છોકરી રાધિ—રાધિકા ક્યાં ગુપ્ત-સંતાઇ ગઇ છે. ૨-૩ (ગોપીઓ કહે છે કે) જે ક્ષમાને ઇચ્છે તે ગુપત—ગુપ્ત રહે; (મતલબ કે કૃષ્ણ લડાઇ ન કરવાને માટે ક્ષમા—માફી ઇચ્છે છે). નિરખ—જો આ—પેલી નારીમાત્રનું ભૂષણ (રાધિકા) બીરાજે. (આવી રીતની બોલાબોલી સાંભળી) રાધિ—રાધિકા બોલી કે અહિયાં પુરૂષ શું કરવા આવ્યો છે? (રાધિકાનો માત્ર આરઘોજ ૨.૭૬ સાંભળી ગોપીઓ જયદેવને

બળ જેનું અમાપ એવી નહીં આપ, હારી જાત તિં તમે શું રે કરશો;
શૂરી થઇ હારીતે બની નહિ આરીતે, (પણ અહિ) નાર નરમાંઇથકી નીર ભરશો.૪

પદ ૨૬ મું.

બોલી ભરી દમે રાધિકા તે સમે, જા અલ્યા જા ગુણ ગાન કરતો;
નીર નરનું ધરે કાર્ય જ્યાં નવ સરે, (ત્યાં) નારીનું રૂપ લેઇ દર્પ હરતો. ૧
(અલ્યા)આદિ દેવી અમો ભામટા જો તમો, (કો') બીજ પૃથ્વી વિણ કયાંહિ બોશો?
દેવતે દાનવી ઉરગને માનવી, નારીના સરવ સર્વેશ જોશો. ૨
તું અલ્યા કયાંયકી તેજ કર્યને નકી, (વળી) કૃષ્ણને પુછ જાઇ કયાથી આવ્યો;
વિચાર હૃદય વિષે આવિયે શા મિષે, (વિક્) પદ્મિનિ માટ તું ઘામ કાં'વ્યો. ૩

---

(વિશ્વામિત્રના યજ્ઞ રક્ષણાર્થે રામે જેનો નાશ કર્યો હતો તે) તાટકા નામની આસુરી-રાક્ષસીએ ઘૂરી-ઘણા મુનિ મારી નાખ્યા હતા; ને શૂરી-શૂરવીર હતી, પરંતુ તેને એકેશરે-એક બાણે (રામે) ચૂરી-ચૂરેચૂરા કરી મારી નાખી. ૪ જેનું (પૂતનાને તાટકાનું) બળ અમાપ-મપાય એવું નહોતું તે પણ જ્યારે હારી ગઇ ત્યારે તમે કે જે તેના જેવી બળવાન નથી તે શું કરશો. (શું કરનાર છો). નૃસિંહમેહેતો કહે છે કે આ રીતે (રાધિકાદિ) જે રીતે શૂરીઓ બની છે તે રીતે તે બનીઓ નહોતીઓ, માટે હારીઓ; પણ અહી-અહિયાં નાર-નારી આગળ નીર-પાણી ભરવું પડશે, અર્થાત્ હારવું પડશે.

પદ ૨૬ મું. ૧ રાધિકા દમભરી (છાતી ઠોકીને) બોલી કે (કૃષ્ણના) ગુણનું ગાયન કરતો (અહિથી) જા જા. (તારો જે શૂરવીર કૃષ્ણ તેજ) જ્યાં 'નીર નરનું ધરે'-પુરૂષત્વ ધારણ કરવાથી કામ સરે-સરતું નથી ત્યાં સ્ત્રીનું સ્વરૂપ લઈને (શત્રુનો) દર્પ (ગર્વ) હરે છે. અર્થાત્ સ્ત્રીનું રૂપ લેઇ શત્રુને જીતે છે. (ભગવાને તેતરીશકોટિ દાનવ અને ભસ્માસુરાદિને સ્ત્રીનું રૂપ લઇ જીતેલા છે.) ૨ અલ્યા અમે (સ્ત્રીઓ) આદિ દેવીઓ છીએ અને તમે (પુરૂષો) ભામટા-ચોર-લુચ્ચાઓ છો. કહો જોઇએ પૃથ્વી વગર બીજ શેમાં વાવશો? વ્યંગ્યાર્થ લેતાં સ્ત્રી વગર ઉત્પત્તિ કેમ કરશો? (અને તમે વિચાર કરશો તો) બધા દેવ દાનવી-દાનવ-(અસુર) ઉરગ-સાપ, માનવી-માનવ-(માણસો) અને સર્વેશ-ઈશ્વર પણ નારીથીજ ઉત્પન્ન થયા છે એમ જોશો-જાણશો.

૩ તું તારા મનમાં નક્કી કર અને કૃષ્ણને જઇને પૂછ કે આપ કયાંથી ઉત્પન્ન થયા? એટલુંજ નહી પણ તારા હૃદયમાં વિચાર કર્ય કે તું અહીં

પદ્મિનિ દેડ અમો જાન ચાલ્યા તમો, દાસને છોડવી માન પામુ;
દાસ નરસઇ ભણે કૃષ્ણના ગુણ ગણે, આવે નહિ કામુક કામ સામુ ૪

પદ ૨૭ મુ.

સ્વામિની સ્વર સુણી ચળે મોટા મનિ, સાહિ જયદેવનુ કોણ લેખુ,
વિકળ મનથી થયો વિષ્ટિ ભૂલી ગયો, ૬ રે રસમગ્નને શું ઉવેખુ. ૧
એમ ધારી અડયા મોહ પાસે પડયા, દગ ચમક(મા) ડૂંબિયો વિષ્ટિ કરતા,
નિહાળિયો રસિકા કામની માનિકા, (અરે) લાજીએ દાસના હોશ હરતા ૨
ત્યાંર આવો વરી અહિથી પરો ગી, ચાનો ચતુર પડે જઇ ભડોંએ,
ત્યાં જઇ મૂકિયો વિષ્ટિ જે સૂકિયો, ગઈ ગયો તે કોઇ ગોપ ડોંએ ૩

( ત્રજમા ) શું કરવા આવ્યો છ, અને (જયદેવ પોતાની પદ્મિની સ્ત્રીને છતી કરાવાને કૃષ્ણ પાસે ગએલો હતો, તેથી તેને મેણુ દેતા કહે છે કે,) સ્ત્રી મેળવવાને દાસ શામાટે કહેવાયો છુ ?

૪ (રાધા કહે છે,) તને અમો પદ્મિની આપીએ અટલે તમે ચાલ્યા જાઓ તારા જેવા દાસને છોડાવ્યાથી ( તુ કૃષ્ણનો દાસ છુ તેથી ) અમને ઘણુ માન મળશે નરસિંહ મેહેતો કહે છે કે, કૃષ્ણના ગુણ ગાનાથી હે કામુક-(જય દેવ સ્ત્રીની ઇચ્છાવાળો હતો માટે તેને કામુક વિશેષણ જોડેલુ છે) ઇચ્છા

(તિણે) જઈ કહ્યું કૃષ્ણને લાગી પડયો તૃષ્ણને, મગાવિયા તેહને માન દીધું;
નરસંઇયા દાસ કે ભાર વ્હેનાર વે, (શું) વાહવા વિદિનું કામ કીધું! ૪

પદ ૨૮ મું.

શરમ ભારે ધરી વદન નીચું કરી, કહ્યું નાથ નાર માને ન માને;
કરગરે શું સરે તેહ નવ ચિત્ત ધરે, દીધા વિણ દંડ આને ન માને. ૧
જયદેવ જે કહ્યું તેહ સરવે લહ્યું, કટક કૃષ્ણે સજી પંથ લીધો;
જોશી તહિ આવિયા શુકન દરશાવિયા, પ્રયાણ પણ વિપળ મેળિ કીધો. ૨
ગગન ઘટા થઇ વાદળી જાય ધઇ, (તિમ) લશ્કર ચાલિયું ગોપી સામું;
વાટમાં ચાલતું મનમાં માલતું, શુકન લખ્યાતણું લખિયે નામું. ૩
સત્ય કહું સહી પક્ષ કરવી નહી, મહારો નિશ્ચય હું ન ભાગું;
જોશી નરસંઇ બને શુકનાવળી ભણે, ભૂલતાં જોશીને ચર્ણ લાગું. ૪

પદ ૨૯ મું.

એ-પ જે ગોપનું ચાલિયું ઓપતું, તે સમે સપ્ત ગ્રહ યુદ્ધ કરતા;
પૃથ્વી ચલિત થઇ અશનો પડતી તહિ, વરસતા ઉલકા પ્રાણ હરતા. ૧
શાન્તિ ગઇ વસ્તિની વૃષ્ટિ થઇ અસ્થિના, વાયુ ભયંકર ત્યાંહિ વાતો;
પ્રકાશ દિશાતણો શ્યામ દીસે ઘણો, સંપ સારંગનો સવ્ય જાતો. ૨

ડયો છે. (કૃષ્ણે) તેને (જયદેવને) પોતાની પાસે મંગાવીને માન દીધું. નૃસિંહમેહેતો કહે છે કે, ભાઇ જેનું કામ તે તેજ કરે (છોકરાંથી છાશ પીવાય નહી તેમ) જયદેવથી વિષ્ટિ શું થાય! વાહવા ઇઁ વ્યાજસ્તુત્યાલંકાર.

પદ ૨૮ મું. ૧ (મોહિત થઇને આવેલો માટે) શરમથી નીચું મોંઢું કરીને (જયદેવે) કહ્યું. (૨) કટક—લશ્કર. (નિમેલા મુહૂર્તની) પળવિપળ મેળવીને પ્રયાણ—(નાન્યતરજાતિ છે) લડવાને જવાનો આરંભ કર્યો.

૩ ધઇ—દોડીને. લખ્યાતણું—જોયાનું. નામું—હિસાબ-ગણના. નિશ્ચય—પક્ષપાત ન કરવા રૂપ જે નિશ્ચય કરેલો તે. ૪ નૃસિંહમેહેતો કહે છે કે, (હું જોશી નથી તેથીઃ-) ભૂલતો હોઉં તો જોશી લોકને પગે લાગું છું—ક્ષમા માગું છું.

પદ ૨૯ મું. ૧ ઓપતું—શોભતું. સપ્તગ્રહ—શનિ, રવિ ઇત્યાદિ સાત ગ્રહનું યુદ્ધ ઘણું નિરિધ ગણેલું છે તે થવા લાગ્યું. અશની—વિજળી. પ્રાણને હરણ કરે એવા ઉલકા—ઉલ્કા (અગ્નિ અને તારા આકાશમાંથી પડે છે તે) વરસતા હતા. ૨ વૃષ્ટિ—વરસાદ. અસ્થિ—હાડકાં. દશે દિશાઓ-

ભૂત ગણ આવતા ડાકિની લાવતા, શબ્દ ઉલૂકનો કાન પડતો;
વારિ પ્રવાહ જે દરશાઇ લાલતે, (વળિ) સિંહની સંગ સારંગ લડતો. ૩
શુકન ઉલટા લખી સરવ થાતા દખી, (પણ) વાંકડો આંકડો શેન મૂકે;
વેદ નરસંધ ગણે લાભ વશુ ભણે, નહિ અવધા શુભ તું શે રે ચૂકે. ૪

પદ ૩૦ મું.

ગોપ લશ્કર લખી સાવધ થઇ સખી, સનમુખ જઇ પછે સાદ કીધો;
શુકન માટે થયા સંશય દૂર ગયા, ગ્રહ દિશાદિગ્યે પ્રકાશ દીધો. ૧
પક્ષીમાં ચાષ જે ક્રૌંચની પાસ તે, જઇ મળી મારગ સવ્ય લીધો;
શ્યેન માંસાહરી વળિ કંક બક કાક મળિ, ગયા વિધિ પુરસ્સર પંથ સીધો. ૨
મુદિત બહુ માનિની મધ્ય લઇ સ્વામિની, શુકન રૂડા લખી શૂરી થાતી;
સમયને ભાળતી ઝડપમાં ચાલતી, શું નદીપતિ મળવા રે જાતી! ૩

નો પ્રકાશ કાળો દેખાવા મંડયો (અંધકાર થઇ ગયો) અને સારંગનો સંઘ—હરણનો જથો સવ્ય—ડાબો જવા મંડયો (અપશુકનનું નિશાન).

૩ ડાકિની—ડાકણ. ઉલૂક—ઘુવડ બોલતો સંભળાતો હતો. વારિ—પાણીનો પ્રવાહ લાલ દરશાઇ—દેખાતો હતો, અને સિંહની સાથે મૃગ લડતો જણાયો. ૪ આવા માઠા શુકન લખી—જોઇને સર્વ (બધા ગોપ) દખી-દુઃખી થતા હતા, પરંતુ વાંકડો (કૃષ્ણ) આંકડો (લડવાનો મમત) શેન-કયમે કર્યો મૂકતો નહોતો. (જોશી થયેલો માટે) નૃસિંહ મેહેતો (જેમ જોશી આંગળીના વેઢા ગણી કહે તેમ) વેઢ—વેઢા ગણે છે અને વશા (જોશીઓ ગણે છે તે) વડે લાભાલાભ બતાવે છે. (અને કહે છે) અવધા (કૃષ્ણ) આ વખત શુભ નથી માટે તું શામાટે ભૂલ કરે છે? મેહેતાએ જોશીનો વેષ ચ્-

સ્કંધ કર મેલતી રેલતી ખેલતી, આવી રણ બીચ નિશાન ગાડી;
દાસ નરસંઇ ભણે ગોપ આવ્યા રણે, વેણ રણમાંહિ વજાડી બાડી. ૪

### પદ ૩૨ મું.

નર વાનરતણું યુદ્ધ ભાખ્યું ઘણું, (પણ) ક્યાંહિ વિચિત્રતા હોય આવી?
દેવી દૃષ્ટાંત જે સાંગે; સિદ્ધાંત તે, કારણ તેહનું દઉં બતાવી. ૧
દેવી તો એકલી શ્યામ ઘણી મળી, તે ખરું યુદ્ધ આ પ્રેમ પ્રેરણ;
ભિન્નતા તો આથી ત્યાંહી જૂઓ કરી, પ્રેમીના પ્રેમ શી રીત હેરૂં. ૨
(ડાં) સૈન્યમાંહે મણા પુરૂષ શ્યામાતણા, દરશાઇ જુગલા તહિ ઘણેરાં;
સામ સામે તહી આવી મળ્યા સહી, લશ્કર ગોપી ગોપેશ કેરા. ૩
મોહે બડઇ ભની જુગલ જુગલ મળી, હસ્ત અન્યોઅન્યે ઝડપ ઝાલે;
ઉમગી આફળે કામના ના ફળે, દાસ નરસઇ બિચ બિચ માલે. ૪

---

કરવાના સમયને ભાળતી-જાતી-ખોળતી, અને ઝપાટાબંધ ચાલતી હતી. તે એવી દેખાતી કે જાણે (પૂરે આવેલી) નદી પતિ-સમુદ્રને મળવા જતી હોય નહીં!

૪ સ્કંધ-ખભાપર કર-હાથ મૂકતી અને મોજમઝા કરતી રણબિચ-જ્યાં લડવાની જગા મુકરર કરી હતી ત્યાં (ગોપી પોતાની હદ દર્શાવનારી) નિશાન ગાડી-ડાટી આવી. નૃસિંહ મેહેતો કહે છે કે, ગોપ પણ રણમાં આવ્યા અને લડાઇને સ્થળે વેણ-વાંસળી ધાડી-જબરી વજાડી-વગાડી.

પદ ૩૨ મું. ૧-૨ નર વાનરનું (રામ રાવણનું) યુદ્ધ ઘણું મોટું અને વિચિત્ર કહેવાય છે, પરંતુ તેની વિચિત્રતા (ગોપ ગોપિના જેવી) આવી ક્યાંથી હોય? દેવીના યુદ્ધનું (મહીષાસુરવાળું) દૃષ્ટાંત મશહૂર છે. તેનું કારણ (નૃસિંહમેહેતો) બતાવી દે છે. દેવીના અને ગોપીઓના યુદ્ધની જૂદાઇ દર્શાવતાં કહે છે કે, દેવી એકલી યુદ્ધ કરતી હતી; અને શ્યામ-શ્યામા-ગોપીઓ ઘણી મળી છે, એટલુંજ નહીં પણ તે યુદ્ધ (દેવીનાળું) ખરેખરું હતું; અને આ તો પ્રેમની પ્રેર્ણા-ઉશ્કેરણીનું છે. આટલી ભિન્નતા છતા (નૃસિંહમેહેતો કહે છે કે મને) કસોટીએ ચઢાવી જૂઓ કે (હું) પ્રેમીજનના (રસિક જનના) પ્રેમ-પ્યાર (મારી કવિતા તરફ) કેવા હરૂ-ખેંચું-હર્ણ કરૂં છું. (?)

૩ મળેલા ગોપ ગોપીના સૈન્યની શોભા વર્ણવતાં કહે છે કે, જુગલાં-પુરૂષ અને સ્ત્રીના જોડાં (રણક્ષેત્રમાં) એવા શોભે છે કે કંઇ મણા (બાકી) નહીં.

૪ ઉમગી-ઉમગવાનાં અન્યોન્યે અફળાય છે પરંતુ કામના ફળિભૂત થતી નથી!

## પદ ૩૨ મું.

નરને નર મળ્યા મીન મીને મળ્યા, વ્યૂહ મકરાકૃતિ કૃષ્ણ રચિયો;
રાધિકા તે સમે ચિતને કિમ્ નમે, નાગાકૃતિ વ્યૂહ સન્મુખ સજિયો ૧
કૃષ્ણ સમગ્રમાં સૈન્યના અગ્રમાં, આગે રક્ષા કરે જે સિધાગો,
પૂંઠ પાછળ ખડા વીર કાનેં ખડા, જ ય અપસવ્ય નામો ને રાગો ૨
નિર્ખિયો રાધિકા કામની માધિકા, મુખ મરકી નરસ ઇ બોલાવ્યો,
કડે જઇ કૃષ્ણને ત્યાગી દે તૃષ્ણને, શ્યામના સ્વાગ આ શો મચાવ્યો ૩
આવીઆ સૌ ભતા તુજ કારણ અટયા, માહરે કારણ ગોપી આવી,
નરસઇ જઇ કહે સર્વકાર રહે, જોઉ હવી કેવો જાય ફાવી ૪

## પદ ૩૩ મું.

રાધિકાએ કહ્યું તેહ સરવે લહ્યું, બોલિયો વૃસિ હ જઇ કરાવું,
લઇ આણા પછે કૃષ્ણ શુ જઈ મચે, વ્યર્થ જ્યા કરે ડરાવુ. ૧

---

પદ ૩૨ મુ ૧ મીન—ટોળી (પક્ષ) મકરાકૃતિવ્યૂહ—મગરના આકારે સૈન્યની રચના (મકરાસન) એ વ્યૂહ રચના જોઇને રાધિકાએ વિચાર કર્યો કે (કૃષ્ણ) મને શી રીતે નમે એમ ધારી નાગાકૃતિ—નાગની આકૃતિ જેવી સૈન્યની સામી રચના કરી (નાગાસન) અહીં રતિયુદ્ધ હોવાથી દ્વિઅર્થી કવિએ રચના કરી છે. એક રીતે વ્યૂહ રચના વિધિ જણાય ને વ્યગ્યાર્થે ચોરાશી આસનોમાંના આસન સમજાય

શૂરત લજાવિયું રાધિયે કાંવિયું, એહ અબળ કે આપ કાંવ્યા?
દર્પ તારો હરી ધૈર્ય મનમાં ધરી, કાંવિયું "લશ્કર શે રે લાવ્યા?
તુજ મુજ કારણે બહુ પડે ધારણે, મહીપ લઢયે જિમ વૃક્ષ ભાજે;
વાક છે તાહરો કાંઇક માહરો, (તિમા) અન્યને દુ:ખ કો' કિમૂ છાજે.
આપણ બે મળી યુદ્ધ કરવું બળી, હારખાએ તેનો પક્ષ લાજે;"
નરસંઇયો વિનતે શે સહુને દમે, રાધિને તું મચો યુદ્ધ કાજે.

પદ ૩૪ મું.

કોણ એવું સુણી મનમાહ્ડ ધુણી, બરકીને બોલિયો બળ-ભ્રાતા;
જઇ કહે એહને ટાળી સંદેહને, કિમ ડરે તું થકી ગોપ માતા. ૧
દંદને કારણે હું ખડો બારણે, આવી ભડિયે નહિ કામ અન્યે;
સુમનોષા તાહરી તેવી છે માહરી, કહું એહ કારણે ધન્ય ધન્યે. ૨

---

હું જઇને કૃષ્ણને ડરાવી મારું છું. રાધિકાની આજ્ઞા લઇ (નૃસિંહમેહ્તો) કૃષ્ણની સાથે બોલવા મચી ગયો કહ્યું કે તું વ્યર્થ-ફોકટ (રાધિકાને) હરાવું એમ કહે છે. પરંતુ તારું શૂરત-શૂરપણું લાજ્યું. રાધિકાએ કહાવ્યું છે કે અમે અબળ-અબળા કે તમે અબળા. મનમા ધૈર્ય ધરી, તારા ગર્વનું હરણ કરી (રાધિકાએ) કહાવ્યું છે કે આ બધું લશ્કર શામાટે આણ્યું છે? મારા અને તારા માટે ઘણાં ધારણે-મોહપાશમાં પડશે તે " પાડેપાડા લડે અને ઝાડનો ખોડો કાઢે" તેવું થશે. વાક તારો છે ને કંઇક મારો છે, તેમાં બી-જાને દુ:ખ દેવું છાજતું નથી.

૪ આપણ (રાધા ને કૃષ્ણ) બે જણાં મળીને યુદ્ધ કરીએ, તેમાં જેની હાર થાય તેનો આખો પક્ષ હાર્યો કહેવાય. નૃસિંહમેહ્તો પણ વિનતિ કરીને કહે છે કે બીજાને શામાટે દુ:ખ દ્યો છો. તું (કૃષ્ણ) અને રાધિકા દંદ્વ યુદ્ધ કરો.

પદ ૩૪મું. ૧ બળ-ભ્રાતા-બળદેવજીનો વીર-કૃષ્ણ. કૃષ્ણે કહ્યું કે રાધિ-કાને જઇને કહે કે તારાથી મસ્ત ગોપ હરનાર નથી.

૨ દંદ્વ યુદ્ધ કરવાને માટે હું બારણે-લશ્કરના અગ્ર ભાગમાં આવીને ઉ-ભો છું. જો તારે એકલાએકલી લડવું હોય તો આવીજા; બીજાનું કામ નથી (અથવા બીજાની મદતની જરૂર નથી). જેવી તારી સુમનીષા-(દંદ્વ યુદ્ધ કરવાની) મારી બુદ્ધિ છે તેવી મારી પણ છે અને હું તે કારણથી તને ધન્ય છે ધન્ય છે એમ કહું છું.

કરાવવા વર્જના કૃષ્ણુની ગરજના, વિનવે નરસંઇ કોઇ વારો;
મોદક મિષ્ટ નહીં વાક્ ચાતુર્ય નહીં, દાણુનો ઘાટ નહિ મન વિચારો. ૩
રાધિકા વામ જે કામનું ધામ તે, સુરત સંગ્રામ તેથી રે કરવો!
બેડશી મારશો સૈન્ય શું હારશો, ત્યાગીએ નૃસિંહ ગરવ ગરવો. ૪

પદ ૩૫ મું.

કૃષ્ણુ કહે દાસનું રાધિકા પાસનું, જઈ કહે યુદ્ધ માટે રે આવે;
ઘટ ભરી ગરજના કરિયે વિસરજના, જાવ રે અહીં નહિ દાવ ફાવે. ૧
જો અલ્પા જાણું છું માર્ગ હું સાણું છું, ગોપ પરા કરી આવ્ય સામો;
મતિ ઉલટી થઇ સમજ સઘળી ગઇ, કરિયે જે બોધ તેને નકામો. ૨
રાય રાવણુ સતી વારતી પાર્વતી, તોય રે બોધ દક્ષે ન માન્યો;
એ ગતિ આપની કાપ્ય સંતાપની, ન જશ અપજશ સહિ, મેલ્પતાનો. ૩
વગો વળી શું કહું બોધ તારો ગ્રહું ? જા અમો જાણું સહુ પંથ તારે;
નરસિંહના ધણી હળવો હું ને ગણી, જોઇએ છગણુ જીત ક્યારે. ૪

---

૩-૪ કૃષ્ણુની કરેલી ગર્જનાને વર્જના-ત્યાગ કરાવાને નૃસિંહમેહેતો બીજા ગોપને વિનવીને કહે છે કે એને કોઈ અટકાવો. ગળ્યા લાડુ ખાવાના, બોલવાની ચતુરાઈ કે દાણુનો ખેલ નથી. પરંતુ આ તો કામનું જ ધામ એવી-જે રાધિકા વામ-સ્ત્રીની સાથે સુરતસંગ્રામ કરવાનો છે! પ્રતિપેધાલંકાર નૃસિંહમેહેતો કહે છે કે, તમે એકલા તો શું પણ જો બેડશી-બડાઈ મારશો તો સૈન્ય સુધા પણ હારી જશો; માટે ગરવો-(મોટો) ગર્વ છોડી દો.

પદ ૩૫ મું. ૧ ઘટ-ઘડાને ભરતી વખતે જે ગર્જના-શબ્દ થાય છે, તેવા બકબકાટને વિસરજના-વિસર્જન-બંધ કર્ય, અને ચાલ્યો જા. તારો સમાધાન કરવાનો અહીં દાવ ફાવવાનો નથી.

૩ રાવણુ રાજાને સતી-મંદોદરી (યુદ્ધ ન કરવા) અને દક્ષપ્રજાપતિને (મહાદેવનું આમંત્રણુ નહી ટાળવા માટે) પાર્વતી વારતી હતી પરંતુ તેમનો બોધ માન્યો નહીં, તેથી તેમની જે ગતિ થઇ તેવી ગતિ આપની પણ થશે. માટે એ સંતાપવાળી ગતિ કાપો; અને લડવાનો તાનો છોડી દો કેમકે તેથી તમને જશ નથી જ ને અપજશ તો ખચીત છે.

૪ તને (નૃસિંહમેહેતાને) વારંવાર શું કહું. શું હું તારા (દાસના) બોધને ગ્રહણુ કરૂં ? તું તારે માર્ગે ચાલ્યો જા હું સઘળું જાણું છું. મને (નૃ. મે ને) હળવો ગણીને કૃષ્ણુ (નૃસિંહ મેહેતાના સ્વામી) તું ક્યારે (કેવી) જીત મેળવે છે, તે જોઇએ.

પદ ૩૬ મું.

દાસ નરસંઇ ગયો ગોપી જેગો થયો, રાધિને જઇ કહ્યુ દ્વ દ્વ કરવા;
હર્ષને પરહરી ગોપી આવી મળી, લાગી સહુ તેહ ઉમ ગ હરવા
કાલિ (૫) મર્દન કર્યો ગોવરધન ધર્યો, સ્વામિની શ્યામજો એહ બળિયો;
સહુને સ તાપતો તાપ બતાવતો, શી રીતે નિર્બળો આપ કળિયો
શાસ્ત્ર શૃ ગારનો નિપુણ આગારનો, શ્યાળો હે સખિ! તે ન જાણ્યો?
દ્વંદ્વને કારણ જો ખડો બારણ, એકલો એ અતિ જાય માણ્યો?
નમન કરી રાધિકા ગોપીની બાધિકા, બોલી બાળા બિચ બોલ મોટા;
નૃસિ હના સ્વામીને અતિઘણા કામીને, બિરદથી પાડુ સખી આજ ખોટા

પદ ૩૭ મું.

સર્વે મળી ઓપિયો વન્ય કહે ગોપિયો, તુલના તાહરી તુ રે તરૂણી;
અવતાર મૃગિતણો શબ્દ સિ હના ભણો, ગોપી રજ કેરડા છો ધરૂણી

---

પદ ૩૬ મુ. ૧ દ્વ દ્વ કરવા–કૃષ્ણની સાથે એકલાએકલી યુદ્ધ કરવા વા રાધિકાને કહ્યુ. ગોપિયો ચિ તાતુર થતીઓ આવિયો, અને ભેગી થઇ તેઓએ રાધિકાના (દ્વ દ્વ યુદ્ધના નિશ્ચયના) ઉમ ગનો ભગ કરવા માડયો

૨ સહુને (મળેલી બધી ગોપીઓને) સ તાપ ઉપજાવતો ને બીક બતા હતો તેને તે (દ્વ દ્વ યુદ્ધ કરવા માટે) નિર્બળો કેમ જાણ્યો?

૩ શૃગાર શાસ્ત્રના ધામનો નિપુણ એટલે એ શાસ્ત્રમા પ્રવિણ એમ ર ન બને છે. શૃગાર તથા આગારને (ઘર) છઠ્ઠીનો પ્રત્યય પ્રાસ મેળવવા ન દીધો જણાય છે જો શૃગારને ના પ્રત્યય હોત તો વધારે સ્પષ્ટ થાત સખિ! એ એકલો તારાથી ભોગવી શકાશે? (રતિયુદ્ધ હોવાથી એમ ક શકાય).

૪ ગોપિયોને બાધક થઇ પડેલી (લડવાના કામમા) એવી રાધા નમન રીને બાળાઓની વચમા અતિ મોટેથી બોલી અતિ કામી એવા જે નૃ હના સ્વામી–કૃષ્ણ તેમનુ લીધેલુ પણ હુ આજ ખોટુ પાડીશ

પદ ૩૭ મુ. ૧ બધી મળેલી ગોપીઓ ઓપીઓ–શોભીઓ અને કહે લાગીઓ કે રાધિકા તારી ઉપમા આપવાને બીજી કોઇ વસ્તુ નથી; માત્ર ત તુલના કરે એવી તુ જ છે અનન્વયાલ કાર. મૃગિ–અબળાનો અવ છતા તારા હિમ્મતના શબ્દ સિ હના જેવા છે. વળી ગોપીરૂપી રજને (ન આપ ધરૂણી–ધરણી–પૃથ્વી જેવા છો

સાજ સારો સજી વેશ શૂરનો ભજી, જુબ્વણિ જુવતી જા રે જામી;
ભૂષિત રે' ભામિની સહુ કહે કામિની, સ્વામિની કામીના જા રે સામી. ૨
દામ નરસંઘતણો ગોરી શું ગદ ભાખ્યો, શિખ સખિ ! માહરી એક સુણીએ;
યુદ્ધ આજશું કરો સાજ સિંહનો ધરો, શૂર ધર્મ કહ્યું વ્યાસ મુનીએ. ૩
એકાતણું યુદ્ધ જે અતિ વિશુદ્ધ તે, એ સખિ ! દાવ જુગાર રમવો;
નરસિંહ વખાણિયે રાધિકે જાણિયે, (પણ) લહું સખિ ! એહને માદ કરવો. ૪

પદ ૩૮ મું.

ગોપ ભેગા થઇ કૃષ્ણ પાસે જઇ, બોલિયા કામ એકાનું કાચું;
રામ રસની ભરી એકલી શે વરી? પરઠિયા બળદેવ એહ સાચું. ૧
નિપુણ એ વાગમાં સુરતમ ગ્રામમાં, કાનુડા કારમું કામ કીધું;
છળિયા નારીએ જારી વિકારીએ, કા'નજી માન ગુમાવી દીધું. ૨

---

૨ શૂરાગ્રામત જેવો વેશ કરીને જુબ્વણિ જુવતી–જુવાન સ્ત્રી (રાધિકા)નું લડાઇ કરવા જામીજા–મચીજા. કામિના–બધી ગોપીઓ કહે છે ભામિની–રાધા તં ભૂષિત–(લડાઇના વેશે) શણગારાયલી રહે, અને કામીના–કૃષ્ણના સામી

ગી કરે કાળજી વારતા વાંબજી, હરવિધ યુવતી સર્વત્ર ઉભી;
સરવ જાણો તમો ભેદ ભણિયા અમો, શાંજી નિશ્ચિંત હું ને ન દુભી. ૩
મિથ્યાત્વ જી છોડિયે માનને મોડિયે, જિકર જુદી પડે આપકેરી;
સ્વામી નરસંઇ બહુ કરગરી સહુ કહે, માનશો નિ અમો જાઈ વેરી. ૮

## પદ ૩૯ મું.

ક્રોપ કરી કાનજી માન ધરી વાનજી, બરકિયા રાટક શું શ્વાન તાણે?
રહિત વિલંબમેં કેશી પ્રલંબમેં, મારિયા હતુ કોઇ તેહ ટાણે? ૧
રામજી રોળિયો રાવણો ચોળિયો, કે' વાનરે વિઘન કેતુ વાર્યું?
વેરાવ વિખરાવ મુખ બોલતા માવ, સાધવા ધણ શુ કરવુ બારું, ૨
બારૂ વનમાળિયા આ અમો હાલિયા, કાળિયા કેઇ પેર કામ સાધો;
ઉર નહી ધારતા બળદેવ વારતા, બોલતા ડોલતા જશ બાધો. ૩

---

૩ ઉભી—(વેગળા) ઉભા રહ્યા. હરકત ન કરતાં નિશ્ચિંત રહ્યા તો હું કેવા ભેદ (કામશાસ્ત્રના) ભણ્યો છુ તે તમને બતાવું.

૮ બધા ગોપ કહે છે કે, કૃષ્ણ તમે માન—અભિમાનનો ત્યાગ કરીને મિ-થ્યાત્વ—વ્યર્થ (બડાઇ મારવી) પણું છોડી દો, કારણ બધાના મત કરતાં આપની જીકર—હઠ નિરાળી પડે છે. સહુ ગોપ કાલાવાલા કરીને કહે છે કે હે નૃસિંહ મેહેતાના સ્વામી! જો તુ અમારૂં નહીં માને તો અમે બધા વેરી—વેરાઇ જઇશું. પોતપોતાને ઘેર જતા રહીશું.

પદ ૩૯ મું. ૧ ગોપે વેરાઇ જવાનું કહ્યુ તેથી ચીડાઇ જઇ કૃષ્ણે કહ્યું કે "ગાડાતળે કુતરૂં જાય તે કહે હુંજ ગાડાનો ભાર ખેંચું છું" તે પ્રમાણે તમે ફૂલાઇ જાવછો, પરંતુ જ્યારે મેં વાર કર્યા વગર કેશી અને પ્રલંબાસુરને માર્યા, તે વખતે મારી સાહ્યતા કરનાર કોણ હતું?

કહી વ્રજ વાટમા ચાલિયા ઘાટમા, ઠા૦ વિણ ઠાઉકા ઠામ બેસે;
આવી નરસંઇ કહે ચાલી શરણ રહે, કે જઇ કોઇ ગુફ બીચ પેસે ૪

પદ ૪૦ મું.

ગોપ ગયા પુઠી રામ બોલ્યા રુઠી, સૈન્ય વિણ સામત શું રે કરશે,
માવજી માનીઆ શીખદઉ છાનીઆ, કાનીઆ કામની દર્પ હરશે. ૧

હાર વિણ ઉર નહીં ઉર વિણ હાર નહી, તેમ અન્યોઅન્યે રાત દીપે,
શૂર વિણ સૈન્ય નહી સૈન્ય વિણ શૂર નહી, છીપ ચળકાટ અન્યોન્ય દીપે ૨
ક્રોધી લહિ વીરને મૂકતા તીરને, ખરકો આહીરને મરજી રોએ;
સન્મુખ નવ રહું પૂઠ પાછળ જશી, વળતી નિંદે ન મુને ન કોએ ૩
જા જયદેવ જઈ સર્વને લાખ સહી, દ્વંદ્વ નહિ પણ કહે યુદ્ધ કરિયે,
નરસંઈ મા'લતો કૃષ્ણ ભય ટાળતો, હે હરિ! લવઇ ડરિયે ન જરિયે ૪

પદ ૪૧ મું.

કહે તું ક્યારે ભડું સૈન્ય આવી ખડું, બળદેવ ઊભિયા સરવ આગે,
દ્વંદ્વને નવ લહી રાધિ પૂઠળ ગઈ, મળિ નિશાખા તહીં કલ્પે ભાગે ૧

---

૪ આટલું કૃષ્ણને કહી અને ઘાટ–મેત ધારીને વ્રજને રસ્તે (ઘરભણી) મળેલા ગોપ ચાલવા મંડ્યા તે વખતે (સૈન્યના) ઠાઠમાઠ વગર ઠાઉકા–એકદમ તે જગાએ કૃષ્ણ બેગી ગયા આવો સમય જોઇ નૃસિંહ મેડતો આવ્યો ને કહ્યું કે અહીંથી ચાલીને (રાધિકાને) શરણે જા કે, કોઇ ગુફામા પેશી જા

પદ ૪૦ મું. ૧ સામત–શૂરો લડનારો બળદેવજી કહે છે કે માનીઆ-માની–કૃષ્ણ તને આ છાની શીખામણ દઉં છું કે કાનીઆ–કાનજી કામિની (રાધા) તારો દર્પ–ગર્વ હરશે.

૨ હાર વગર ઉરસ્થળ કે ઉરસ્થળ વગર હાર શોભતો નથી. તેમજ રાત દીપે–દીવાવડે ને દીવો રાતવડે શોભે છે. શૂરો સૈન્યવડે ને સૈન્ય શૂરાવડે તેમજ (મોતીની) છીપ ચળકાટવડે અને ચળકાટ છીપવડે દીપે છે–શોભે છે.

ઉન્મત્ત ગોવાળિયા હારમાં હાલિયા, પાળિયા જઇ કરી પાણ સાતા;
એંચતા પકડતા વેંચતા ઝકડતા, રગડતા રામને ગોપ માતા. ૨

કેણી સાચી કરી વેણી શીરની ધરી, શ્રેણી (ઓ) ઝાલી મૃગનેણી કેરી;
બાથમાં ભીડતાં સાથમાં હીંડતાં, હાથમાંહે ધરી માથ કેરી. ૩

નાદ ચઢી પાડતા સાદ દઇ ત્રાડતા, વાદ વાદે વઢી નાદ કરતા;
વસ્ત્રને ચોરતા અસ્ત્રને પોરતા, નરસંઈ રાસ્ય ને દસ્ય હરતા. ૪

પદ ૪૨ મું.

મર્દવા કારણે ગર્દમા ધારણે, દર્દમાં તારણી મર્દ હરતા;
રદ દઈ મળી હૃદમા જાતા વળી, સુદ મનમાં થઇ કુચ ધરતા. ૧

---

કરવા લાગ્યું. ઉભિયા-ઉભા રહ્યા. એકલાનું યુદ્ધ કરવા કૃષ્ણને આગળ ઉભેલા ન જોઇને ગવિકા પણ (સૈન્યની) પાછળ ચાલી ગઇ. પદ ૯ માં કહેલા ભાગ પ્રમાણે આગળ ઉભેલા બળદેવ સામે વિશાખા આવી ઉભી રહી.

૨ પાળિયા-શૂરવીર કે પ્યાદા ગોપ હારબંધ ગોપીઓપર ધસી જઇ તેમના પાણ-હાથ પકડવા લાગ્યા. ઉન્મત્ત થએલા ગોપ રામને-રામાને એંચવા, પકડવા, વેહેંચવા (માહોમાંહે ગોપીઓને વેહેંચી લેવા) ઝકડવા (જોરથી બાંધવા) ને રગડવા મંડી ગયા.

૩ હરણ જેવી આંખોવાળી ગોપીઓની શ્રેણી-હારને પકડી માથાની વેણ (ચોટલા) ઝાલી (પ્રથમ કહ્યું હતું કે અમે ગોપીઓને જીતીશું તે) કહેણી સાચી કરવા લાગ્યા. માથ-માથા ઉપર કે માથને.

૪ ત્રાડતા-મારતા. વાદવાદે-પેલા કરતા હું પેલીને પેહેલો પકડું એ૦ ગોપીઓના વસ્ત્રને (પેહેરેલાં લૂગડાંને) ચોરીનાખતા અને અસ્ત્રને (ગેડી વગેરે રાખેલાં હથિયાર ગોપીઓને પકડવાની ઉતાવળમાં પડ્યાં મૂકતા, લડતી વખતે આયુદ્ધ બીજાને ન સોંપવાં જોઇએ માટે 'પોરતા' શબ્દ વાપર્યો

હરખ આઘાતથી નખના પાતથી, લખલખાવી લલી લાખ વેળા;
ચર્ણ ધરી ધર્ણમાં વર્ણ કે' કર્ણમાં, શર્ણમાં છે કોઇ હર્ણ વેળા? ૨
હસ્ત દૃગ નાખીને મસ્તપણું દાખીને, (જે) વસ્ત અલભ્ય સમસ્ત લૂટે;
રંભને રોળીને ચુંભને ચોળીને, દુંભને કુંભ લઇ કુંભ કૂટે. ૩
પકડી ઉછાળતા ઝકડીને ઝાલતા, કકડીને કાઢતા હકડી હાકે;
ઘાસ નરસાંધને ત્રાસથી સાંધને, હાસ કરી નાથતા નાથ નાકે. ૪

## પદ ૪૩ મું.

વિશાખાને ધરી ચોટને પોટ કરી, ખેંચતા પાસ બળદેવ બળિયા;
ખેંચતા વેમીને નગ પડે ભમીને, (પછે) વામનાં શાં કહો વાન વળિયાં. ૧
દૈત્યના પ્રાણને પકડી પાષાણને, પિષ્ટ પેષણ કરી મુક્ત કરતા;
ઉત્તમ વસ્તમાં તેહના હસ્તમાં, આવતાં યુવતીના હોશ હરતા. ૨

---

૨ હરખના આઘાત-શબ્દથી ને નખના મારવાથી લલિ-લલિતાને ઘણી-વાર લખલખાવી-ધ્રુજાવી નાખી. પૃથ્વીમાં પગ મૂકીને કાનમાં વર્ણ-શબ્દ કહેતા કે અમે (ગોપ) હર્ણ-(જોરથી પકડીને લઇ જવું તે) કરીએ જોએ તે વખતે તમારે કોઇનું શર્ણ (આશરો) છે?

૩ દૃષ્ટિ. મસ્ત-ઉન્મત્ત. અલભ્ય-ન પ્રાપ્ત થાય તેવી. ગોપીઓને રંભન ચુંબને (આલિંગન ને ચુંબન વડે) રોળી ચોળી નાખીને, અને દુંભને-દુઃખવડે (દુઃખ દઇને?) કુંભ-ઘડા જેવડા મોટાં સ્તનોને લઇ એક બીજાની

પિંડ રૂપ પીસતાં મનમાં હીસતાં, ત્રાહે ત્રાહે કરતી વિશાખી;
ચુંબને ચોળતા સમ નિધિ પીળતા, આઠ આલિંગન માંહિ નાખી. ૩
અષ્ટાદશ હાવમાં વળિ પંચ ભાવમાં, પકડતા દાવમાં દાસ પાઇ;
નવ હવાં મૂકિયે મૂકિયે મૂકિયે, ભ્રાત નૃસિંહના બહુ પીડાઇ. ૪

પદ ૪૪ મું.

એમ રૂદન કરે નીર નયણે ભરે, ગોપ ગોપીને તોએ ન મૂકે;
છૂટવા છેલડી ગર્વ કરે પેલડી, ગોપ માતા નવ દાવ ચૂકે. ૧
કેશ વિખરઇ ગયા અધર ખંડિત થયા, ચોળી ને ચરણિયા નવ જોયાં;
બળ કરી ઉઠતી બહુ બહુ રૂઠતી, ફાવિયું નહીં તવ ખૂબ રોયાં. ૨
પાણી પ્રસ્વેદનું નયન ઉદ્વેગનું, મળી સરિતા અતિ મોટી ચાલી!
માનિની જે મળી ધરણમાં તે ઢળી, નિહાળતી રવિ રણ સર્વ ખાલી. ૩
દીનપણું દાખતી ભામિની ભાખતી, સ્વામિની મૂકાવિયે પાગ લાગું;
દાસ નરસંઇ તણી માઠી દશા બની, કરગરું છોડવો માન માગું. ૪

પદ ૪૫ મું.

મર્યાદને લોપીને દુઃખી કરી ગોપીને, પાપીને ધાઇ રણ બીચ રાની;
દગ અસિ સજ કરી ઢાલ ઉરની ધરી, ભ્રુવ શારઙ્ગિન બિચ શરને સાંની. ૧

---

૩ મનમાંહે હિસતાં–આનંદ પામતાં પિંડરૂપ–પિંડાકૃતિના બે કુચને પીસતી–મર્દન કરતી વખત, વિશાખી–વિશાખા દુઃખથી ત્રાહે ત્રાહે કરતી હતી. કોકશાસ્ત્રમાં કહેલાં અષ્ટ આલિંગન અને સાત ચુંબનવડે (સ્ત્રીઓને) ચોળતા ને પોળતા હતા.

૪ (ગોપીઓને બળાત્કારે) દાસ પાઇ અઢાર હાવ ને પાંચ ભાવમાં પકડતા. બળદેવને વશ થએલી ગોપીઓ કહેતી કે (વિશેષે કરીને વિશાખા) નૃસિંહના ભ્રાત–કૃષ્ણના ભાઇ! હું ઘણી પીડાઇ છું, માટે મને મૂકી દો. હું હવે

કટાર જે નાકડી ઉછળતી લાકડી, સાકડી આંખ માંહેથી ધાડી;
ભુશ ડી મુદ્રાવડે ઘાટ ક ઇના ઘડે, કવચ કસુંબી ધરી ચાલી લાડી ૨
મેદી મોજ સ્થળે મુનિવર મન છળે, પાશ લઇ પાણિમા પડતી બાળી,
ધરી ગેદ અનઘ્યમા ક ચુકી મધ્યમા, મૂકીને મારતી આલિ ટાળી! ૩
બાનો ધરી ઝાકતી ગોપને ગોકતી, ઓપતી રોપતી પાગ આવી,
(પ્રથમ) ધાગ્ર નરસાઇને છોડવ્યો ધાઇને, રાઇને છોડવી શૂરી કાંવી. ૪

પદ ૪૬ મુ.

ધનુષ્ય ધરી ધ્યાનમાં મારતી માનમા, કાનમા કહી ગયો કામ આવી,
પંચશર માહલુ કંજ જે સોહલુ, દોલ્હુ મૂકીને જા રે ફાવી. ૧

---

કરી, તેથી ઘોડીને-ધનીને રણાગણ વચ્ચે રાધિકા દોડી ગઇ બહાદ્યમા જતી વખતે જે જે હથિયાર જોઇએ તે બધા રાધિકા પાસે, આ પ્રમાણે હતા— દૃગઅસિ-આંખ રૂપ તરવાર, ઉરસ્થળ રૂપ ઢાલ ને ભ્રુવ શરાસન-ભવાનુ ધનુષ્ય કરી તેની વચ્ચે મિટરૂ શર-બાણને સાંધી-સજ થઇ ગઇ

૨ વાકી કટારની જગાએ લાકડી (શિયાળ?) જેવી ઉછળતી-(વાર વાર હાલતી) સાકડી ને ધાડી આખ હતી. રાધિકા ભ્રુશ ડીરૂપ મુદ્રાવડે-મુખ રૂપી અગ્નયાસ્ત્રવડે ક ઇકના ઘાટ ઘડતી કસુ બી-કસુ બા રંગનુ કવચ (પેહેરેલા લુગડારૂપી કવચ) ધારણ કરીને લાડી-રાધા (ગોપ ભણી) ચાલી.

૩ મોજાને સ્થળે લગાડેલી મેદીવડે મોગ મુનિવરન મનને છળતી, (તો બીચારા ગોપનુ શુ ગજુ) પાણિમા (હાથમા) પાશ પ્રેમપાશ લઇ રાધિકા ગોપની વચ્ચે પડી ગોપણરૂપ અવધ્ય (ભેદાય નહિ એવા) કચુકીના મધ્યમા ગેદરૂપ સ્તન મૂકી આલિ-પોતાની સખીઓને ગળી મૂકીને એકલા ગોપને મારવા મડી!

૪ બાલો-દાયરૂપી (એવી કલ્પના થઇ શકે) રોપતી—પગ સ્થિરપણે માડતી. રાઇને-રાઇ નામની ગોપીને.

પદ ૪૬ મુ ૧ અભિમાનથી કે માપથી ધ્યાનમા ધનુષ્ય ધારણ કરી જ્યા મારવા માડયુ એટલે કામદેવ આવીને કહી ગયો કે પચશર-(કામદેવના પાચ બાણ છે જેવા કે -રાતુ કમળ, અશોક, આંબો, મોગરો ને કાળુ કમળ). માંહેલુ જે કમળ સોહામણુ અને દોહલુ -કઠિન છે તે મુકીને તુ તારી પ્રીત કરી લે

કંજ ધરી ધીરમાં તાપન તીરમાં, મૂક્યું આહીરમાં અધ જોતાં;
બાણુને તાણતાં વર્જિ રહી હાણતાં, વાણુને જાણતાં હર્ષ ઓતાં. ૨
હૃદયમાં કાનમાં ભાનમાં સાનમાં, પાન ઉપાન બિચ તીર લાગ્યા;
ધારી કટારિયે મારી સંહારિયે, વારિયે હારી એ જોરે ભાગ્યા. ૩
ધાઇ ગોપની માંહિ નરસાંઇ જે સાંઇ, સાઇ સટક દઇ શૂર આણે;
મંત્ર વિધ વિધના રાધિની રિદ્ધના, સિદ્ધ પરસિદ્ધ નરસંઇ વખાણે. ૪

પદ ૪૭ મું.

સંતાપ થયા નકી તાપ તાપનથકી, વકી સુણી આપજે ચાપ લેછે;
સર્વ મળી સામટા ધરી પણ્યા ભામટા, કામટા કુડલા કેંણ કે છે. ૧

---

૨ મનમા ધૈર્ય રાખીને તીરમાં તાપન (ઉન્માદન, તાપન, શોષણ, સ્તંભન ને સંમોહન એવાં પાચ નામ પણ કામદેવના બાણુનાં છે) અને કંજ–કમળ નામનું શર સાંધી આહીરપર મૂક્યું. કામદેવના તાપન નામના બાણથી ઘણો પરિતાપ ઉત્પન્ન થાયછે તેથી નીચેની પંક્તિમાં 'વર્જિ રહિ હાણ' વાપર્યું જણાય છે. રાધિકાએ જ્યાં બાણ તાણ્યું કે ગોપના લશ્કરમાં બધે નુકશાન થઇ ગયું, એટલુંજ નહી પણ રાધિકાનો સ્વર ઓળખતાં (છોકરાં–ગોપાળ) હર્ષ ખોતાં હતાં.

૩ રતિયુદ્ધ હોવાથી ભાન સાનમાં તીર વાગવાનું લખેલું છે. ઉપાન–જોડા. અમે વારીએ છીએકે, તમે (ગોપ) હારખાઇને ભાગી ન જશો (જો જશો તો) અમે કટારીવડે મારીને તમારો સંહાર કરીશું. ધારી—ધરીને કે ધારવાળી.

૪ સાઇ–સિંહના જેવો નરસંઇ મેહેતો ગોપની વચ્ચમાં (રાધિકાએ મુક્ત કરાવ્યા પછી) દોડી જઇને શૂરા–લઢવઇયા (ગોપ)ને સટક–ત્રપાટાબધ સાંઇ–પકડી લાવતો હતો. વિવિધ રીતે રાધિકાની રિદ્ધનાં–પૂન્યાઇના વખાણ નૃસિંહ મેહેતાએ પ્રસિદ્ધપણે ગાવાં શરૂ કર્યાં. જેમ શૂરાસામતનાં લઢતી વખતે ભાટ વખાણ કરે છે તેમ.

પદ ૪૭ મું. ૧ (રાધાએ મૂકેલા) તાપન નામના બાણથી તાપ ને સંતાપ (ગોપને) થયા; પરંતુ ખબર મળી કે આપ–પોતે (રાધા) ચાપ–બાણ લઇને લઢવા આવી છે; તેથી બધા (ગોપ) ભામટા (ચોર) ને કામટા(કામી) ધરી આવીને કુડાં કેહેણ કેહેવા લાગ્યા.

(કો) અંગ ઉમંગ લઇ રંગ બેરંગ થઇ, ઉચરઈ વ્યંગ ઉછરંગ આગે;
નાદ કરી પાદને વાદ ધરી માદને, સાદ ઉલ્હાદ વિખવાદ માગે. ૨
ધરિણી મળિ સિંહિપર કરિણી વળિ સિંહિકર, ધરિણી વરાહપર જાય ધાઇ;
(તિમ) ઓપી પડ્યા ઠામુકા ગોપી પર કામુકા, લોપી મુક્કા બુક્કા લે રે સાઇ. ૩
નિર્ખિ નવરોરને માખણુ ચોરને, ઢોરના ઢોરને જુવણિં ત્રાતી;
વીરની અંગના ધીરની ભંગના, નરમંઇ તણી સંગના બહુ ફૂલાતી. ૪

પદ ૪૮ મું.

ગોપનું બળ લપી સાવધ થઇ ઝપી, આપની બીચ ધરી ચૂત મારે;
કુસુમાકર છોડિને કુસુમકર ઓડિને, મારવી ગોપને વાર વારે. ૧
શર સુસવાટ કંઇ દીસતો વાટ નહી, ઘાટ તહી તોય કંઇના ઘડાએ;
ઉથલી આકા પડે માંહમાહે લડે, કંધક તો ચિત્તના વળ જડાએ. ૨

---

૨ ખુશી થઇ અને રંગીલા બની ઉછરંગ આગે-(રાધાના ખોળા પાસે) નજીકમાં વ્યંગ-વાંકુચૂકું કે માર્મિક બોલવા લાગ્યા. શબ્દ કરી પાનને પકડે, વાદ (સંવાદ) ધરીને માદને-રાધાને હરાવાને (માદ કરવાને) આનંદથી સાદ કરે; અને વિખવાદ લઢવાની માગણી કરે.

૩ મૃગલી, કરિણી (હાથણી) ને ધરિણી (પૃથ્વી) જેમ સિંહણપર(કર-સુંડ) ને વરાહપર (જીત મેળવવા) જાય તેમ (ગોપની મંડળી) ઓપી-શોભી ઠામુકા-એકદમ કામુકા-કામુક એવા જે ગોપ તે ગોપી (રાધા) પર (મર્યાદા) લોપી સાંઇ-પકડીને મુક્કા (મારવા લાગ્યા) ને બુક્કા (બાકા) લેના લાગ્યા. વરાહાવતાર લઇ ભગવાને આવડી મોટી પૃથ્વીને ડાઢના અગ્રભાગે ધારણ કરી રાખી હતી, તેથી પૃથ્વીનું હલકાપણું દર્શાવતાં "ધરિણી વરાહપર" લખેલું છે.

૪ નવરોર, ચોર ને ઢોર વિશેષણો ગોપને લગાડેલાં છે; જુવણિ-જવાન સ્ત્રી. અંગના-સ્ત્રી. ધીર-ધૈર્ય. ભંગના-ભાગનારી. સંગના-સોબતી.

પદ ૪૮ મું. ૧ ચૂત-કામદેવનાં પાંચ બાણ માંહેલું આમ્રશર. કુસુમ જેવું, કરે (ફૂલ જેવો હાથ) ખેંચી કુસુમાકર-કામદેવ કે વસંતને છોડી વારંવાર ગોપને મારવા માંડ્યા.

૨ મૂકેલા બાણનો સુસવાટ રસ્તે જતા જણાતો નહોતો, તોપણ કંધક જણના ઘાટ ઘડાઇ જતા હતા!

ઍડી ઠાચ્યા થઇ ગેડી નીચા ગઈ, છેડી જત ઊલડી છોરૂં પાર્શ્વાં;
વાંસળી માંસમાં પાંસળી પાસમાં, પડી ગઇ, બાળ એ વિધ રમાડ્યાં,
એક પર એકવળિ ઢીગ યાતો મળી, લોપતી ટોપી ફેંટો રે ફાટે;
નૃસિંહ નિહાળતો કંઇકને પાડતો, રાધિ (ને) વખાણતો બાટ ઘાટે. ૧

પદ ૪૯ મું.

શરતણા મારથી હારિયા મા'રથી, અડગ અચળ પડ્યા મહીની માંહી;
નષ્ટ ગૌરવ લખી ગોપનું સહુ સખી, પાડતી ત્રાડતી સાહી બાંહી. ૧
ભામિની ભાળતી ઊચકી અફાળતી, કંઇ ન સંભાળતી બાળી સાંહી;
ધરી શીરના કેશ કરી વિપરિત વેશ, હરી વસ્ત્ર લવલેશ દેતી રે સાંઇ. ૨
ગ્રહી પુલિનમાં પાદ કરતી સિંહનાદ, સંભારી વિખવાદ ને સાદ દેતી;
ધરી ધ્યાનમાં રોશ ખિચંતી કંઇ કોશ, સંભારી આક્રોશ ને દૂર વે'તી. ૩
મારતી હરી ફરી કુચ કરમાં ધરી, હરિતણી મીલ કરી તાર તારે;
રમી નરસંઇ બહુ ઘુમી ગણતો સહુ, ઝુમી ઝઝુમી કરે માર મારે. ૪

---

૩ ઍડી ઇઃ—ઊંધે માથે પડી ગયા. પડી ગએલી વાંસળી પાસાની પાંસળીના માંસમાં પેશી ગઇ. આવી રીતે બાળ—(ગોપનાં છોકરાંને) રાધિકાએ સુરતસંગ્રામમાં રમાડ્યાં.

૪ ઢીગ—ઢગલો. લોપતી—અદ્રશ્ય યતી (પડવાથી).

પદ ૪૯ મું. ૧ મા'રથી—મહારથી—ભેગા થએલા ગોપમાં બળદેવ જેવા મોટા મોટા લડનાર હતા તે. મહી—પૃથ્વી. લડવાને ભેગા થએલા ગોપનું સખીઓએ નષ્ટ ગૌરવ (નાશ પામેલી મોટાઇ) લખી—જોઇને તેમને બાંહી—હાથ ઝાલીને પાડવા અને ત્રાડવા—મારવા માંડ્યા.

૨ સંભાળતી—અફાળતી વખતે કંઇપણ સંભાળ રાખતી નહી. સાંઇ—આલિંગન.

૩ ગોપના પાદ—પગ પુલિનમાં—નદી કીનારાના દડમાં પકડીને ગોપી સિંહનાદ કરતી ને પ્રથમ દુઃખ દીધેલું સંભારી મોટેથી બોલતી હતી. મનમાં રીસ લાવીને કેટલાક કોશ—ગાઉ સુધી (ગોપને પગ ઝાલી) ખિચંતી—ખેંચી જતી અને આક્રોશ—(પ્રથમ) દીધેલી ગાળોને સંભારી દૂર વે'તી—(ખેંચીને) લઇ જતી હતી.

૪ તાર તારે—તારો તાર—છૂટા છૂટા. ઘુમી ગણતો ઇ. આમતેમ ફરતો અને નરસંઇયો (પડેલા) ગોપને ગણતો હતો.

### પદ ૫૦ મું.

(બહુ) ખટકતા ખાળ હે શ્યામ! સંભાળ, હરિ ટાળ આ દુઃખ અમિ ચણું લાગ્યું;
ધાર મન ધીરડી વાર આહીરડી, (સં) હાર આ ભાર બહુ માન માગ્યું. ૧
કટારથી કપું નહિ નયનથી જંપું નહિ, કૃત્રિમ ખડ્ગ હરિ બહુ રે કુડું;
વીર કરે હાણ કઈ તીર લઇ પ્રાણ, પણ આ કરે રૂડું પ્રભુ એથી ભુંડું. ૨
દર્શાઇ ધાવ નહીં દર્દ બહુ માવ મહીં, તું વિણ કહિયે તુને (હરિ) લાગે ભાલા,
નયન શરાસને ગોપ રોકયા વને, શિકારથી સાચવો સ્વામિ વા'લા! ૩
શર્ણાગત આપના હવિ ન સંતાપના, તાપ નાનાવિધ ત્રોડી નાખો,
નરસંઇ મહામતિ પકડી વ્યાધિ અતિ, ઝકડી ઝાલી ઇને કેદ રાખો ૪

### પદ ૫૧ મું.

ગોપ ગોપન કારણ ધનુષ્ય ધરી ધારણ, ખડ્ગ ખપુવો ધરી ખાતે આવ્યા;
કઇક રાધિ જરયા આયુદ્ધ નો કરયા, (હરિ) નયન શરાસન સંગ લાવ્યા ૧

---

પદ ૫૦ મું ૧ હે કૃષ્ણ મનમા ધીરડી—ધીરજ ધરીને આહીરડીને—(ગો-પીને) વાર ને ભારરૂપ ગોપીઓને સંહાર—નાશ કર (કે હરાવ)

૨ હે હરિ! અમે ખરી કટારીથી કંઇએ કંપીએ એવા નથી પરંતુ નયન રૂપ કટારી વડે અમારો જંપનારો જતો રહ્યો છે કૃત્રિમ—ખડ્ગ (બનાવટી તરવાર—દૃગઅસિ જેવી) ઘણુ ખરાબ છે (ખરા કરતા) લડનારો એવો જે વીર તે તીર લઇને પ્રાણ લે પણ આ (રાધિનું તીર) ઉપરથી સારૂં દેખાય છે તે ઘણી ખરાબી કરે છે

૩ દર્શાઇ—દેખાય. માવ—કૃષ્ણ હે વહાલા સ્વામી—(કૃષ્ણ) નયનનું શરા સન—ધનુષ્ય લઇ ગોપ રૂપી મૃગને વનમા (રાધિકાએ) રોકયા છે, માટે શિકાર ન થવા દેતા અમારૂં રક્ષણ કરો

૪ હવિ ન સંતાપના—હવે સંતાપ રહેવા દઇશ નહીં સંતાપના—સંતાપન-પરિતાપ. (ગોપ કહે છે) મહામતિ એવો નરસંઇ મેહતો પણ અમને પ-ડીને બાધે છે માટે એને કચકચાવીને બાંધી કેદમા નાખી દો

પદ ૫૧ મું ૧ રાધિકાએ સજેલા નયન શરાસન (આંખરૂપી ધનુષ્ય)ને કંઇક ભાગે મગતા ખડ્ગાદિ હથિયાર સજી ગોપનું ગોપન—રક્ષણ કરવાને કૃષ્ણ આવી પોહોચ્યા.

નાગ અનાપનો ગોપના માથનો, વાંરે આવી ચઢયો કૃષ્ણ કામી;
ઇચ્છિત વસ્ત જે દેખી સમસ્ત તે, ગોપી ધોપી ગઇ શ્યામ સામી. ૨
કાકે મધ મક્ષિકા રાપને રક્ષિકા, ધાન્યને તીડ આરછાદિ નાખે;
તિમ થઇ ઓપિકા કૃષ્ણ પર ગોપિકા, ત્રાડ પાડે નિજ મન દાખે. ૩
અંક પર વામ લે હસ્ત ધરી આમળે, પાદ ચઢી કુચ સાથે અફાળે;
નરસઇ ધર્યો ચર્ણને જીતતો મર્ણને, શર્ણ થા રાધિકા દુઃખ ટાળે. ૪

## પદ પરમું.

(જિમ) પક્ષની વેદીને નીમરે ભેદીને, અભ્ર છેદીને આદિત્સ દરસે;
(તિમ) કૃષ્ણ પરમાતમા ભેદીને આતમા, તીર ધરી વીર વરસે રે હરખે. ૧
તાપ સંતાપમાં ચાપ ધરી ગાપમા, મૂકી અશોકને રોક કીધો;
ભાવ કરી મારિયું હૃદય (કમળ) વિકારિયું, વારિયું તાપ સંતાપ દીધો. ૨

---

૨ માથનો–ગોપનો ઉપરી–સ્વામી. ભાજ ગોપને હરાવ્યા પછી ગોપિયો કૃષ્ણને ઇચ્છ્યા કરતી હતી તેવામાં તે આવી પોહોંચ્યો;તેથી 'ઇચ્છિત વસ્ત' એમ કહ્યું છે. ધોપી–ધપી.

પડી ગઇ બાળિકા મલ્લ જેવી માલિકા, રાધિએ જહીં તહીં શોક દીઠો;
ગાંધી નીલોત્પલ બાળી દર્શાઇ બળ, (કે) શર વડે શરતણો તાપ નીઠો. ૭
મૂરછા રે ઉઠી ગઇ ગોપી સાવધ થઇ, જઇ કરી કૃષ્ણ પર મારો કરતી;
મારિયે મારિયે કંઈ ન વિચારિયે, નરસંઈ નવિ હારિયે મરતી વરતી. ૮

### પદ ૫૩ મું.

બ્યર્થ શર જોઇને સાધિયું સોઇને, ધોઇને મલ્લિકા માંહિ મૂક્યું;
કહી ગયું કાનમાં ભૂલવું ભાનમાં, વાનમાં વાગું હરિ નહિ રે ચૂંકું. ૧
સત્ય કરી વાણીને પાડી તહીં રાણીને, માની પટરાણીને આણી આગે;
પુરની તાણીમાં પડતી કોઇ પાણીમાં, શાણી અજાણીમાં જઇ રૂ ભાગે. ૨
રાધિ પડી ધર્ણમાં નહિ કોઇ શર્ણમાં, હર્ણ કરવા તહીં ગોપ ધાતા;
ન સિંહિ નિદ્રાળવી જાય નિહાળવી, તો પછી અધર જઇ કોણ સા'તા. ૩

---

૭ કૃષ્ણના બાણુથી બાલિકા–ગોપીઓ અને તેમની મલ્લના જેવી જોરાવર માલિકા–માલીક–રાધિકા પડી ગઇ. એટલુંજ નહીં પણ એણે પોતાના સૈન્યમાં બધે અશોકથી શોક થયેલો દીઠો. વિરોધાભાસ. રાધિકાએ નીલો-ત્પલ–(કાળું કમળ) નામનું શર સજ કરીને બળ દેખાડયું. નીલોત્પલ અને અશોક નામનાં બાણ મળવાથી તાપ નીઠો–શાંત થઇ ગયો.

૮ નૃસિંહ મેહેતા ગોપિયોને કહે છે કે, બાજો કંઇપણ વિચાર ન કરતાં (ગોપને) મારો. હવે મરતી–મૃત્યુને વરતીને હારવું નહિ.

પદ ૫૩ મું. ૧ પોતાનું (કૃષ્ણનું) અશોક નામનું બાણ રાધિકાએ ન-કામું કર્યું તેથી ગમય સાધી મલ્લિકા (મોગરો) નામનું બાણ (ધોઇને) તૈયાર કરીને ગોપીઓની અંદર મૂકયું. જતી વખત બાણ કૃષ્ણના કાનમાં કહેતું ગયું કે હું (રાધિકાના) વાનમાં–શરીરમાં વાગી ભાન ભૂલાવીશ. એટ-લુંજ નહી પણ આ વખતે કદી ચૂકનાર નથી. સજીવારોપણ.

૨ બાણે પોતાની (કહેલી) વાણી સાચી કરી અને માની–અભિમાની પટ-રાણી–રાણી–ઇત્યાદિને પાડીનાખી કૃષ્ણની પાસે આણી. કેટલીક પાણીના પૂરની–તાણી–તાણમાં તણાઇ ગયેયાં; અને બાકી ગોપીઓ પણ અજાણી. (મંડળીમાં) મળી જઇ દોડવા મંડી. જે ભીલ ગોપીઓની નહીં તે અજાણી કહેવાય. અહીં ગોપવાળી ભીલ અજાણી,

૩–૪ ધર્ણમાં–પૃથ્વીમાં મૂરછા ખાઇ પડેલી રાધિકાને પકડી લાવવાને

ગોપ જાએ જરા જોઇ થાએ પરા, (હવઇ) ધરા તજી સિંહણી પેર ગાજી;
તીર ધરી ધીરમાં મૂકયું આહીરમાં, (તિણે) વીર નરસંઇ ગયા કંઇક લાજી. ૪

પદ ૫૪ મું.

ઉરમાંહિ લાગતાં ઉન્માદન વાગતાં, ભાગતાં આહીરાં આંહીં તાંહી;
કૃશ થઇ કૃષ્ણજી ત્યાગી દઇ તૃષ્ણજી, ભ્રાત આદિ પડ્યા મહીના માંહી. ૧
નારીમાં માલિની (તિમ) નિપુણ ગોવાલિણી, સાંધ દઇ કંઇકના હોશ હરતી;
નારીના કોપથી હારિયા ગોપતિ, (તહિ) મંડળી જોઇ માવે રે મરતી. ૨
ધરીને સંમોહન ઉઠીઆ મોહન, મારિયું શર નારીને બળથી;
કંઇ પડી બારણે કંઇ પડી ધારણે, (પણ) રાધિયે વારણે રાખ્યું કળથી. ૩

---

ગોપ દોડતા હતા; પરંતુ જેમ સિંહિની હણુ નિદ્રાળવી-નિદ્રાવાળી-ઊંઘતી સુધા જોવાઇ શકાતી નથી, તો પછી તેના અધર-હોઠ ઝાલવાને કોણ શક્તિમાન થાય. તેમ ગોવાળા પડેલી રાધીને પકડવા જતા જરા પણ જોઇને-પરા દૂર થઇ જતા. એવામાં ધરા-જેનાપર પડી હતી તે પૃથ્વીને છોડી દઇ (રાધા) ઉભી થઇ. હાથમાં ધનુષ્ય લઇ, ધૈર્ય રાખી ગોવાળમાં તીર મૂકયું; તેથી નૃસિંહમેહેતો કહે છે કે, ભલભલા વીર પણ (રાધિકાના તીરથી) લાજી ગયા.

પદ ૫૪ મું. ૧ રાધિકાએ ઉન્માદન (ઉન્માદ ઉત્પન્ન કરનાર) નામનું બાણ મૂકયું તે આહીરાં-ગોવાળિયાને હૃદયમાં વાગ્યું, તેથી તે અહીં તહીં ભાગવા લાગ્યાં. કૃષ્ણ એકદમ કૃશ-સૂકાઇ ગયા, જીતવાની તૃષ્ણાને તજી દીધી, અને ભ્રાતઆદિ (બળદેવ સુધાં શરના મારથી) પૃથ્વીમાં પડી ગયા.

૨ પક્ષીમાં કાગડો, ચારપગવાળાં પ્રાણીમાં શિયાળ, પુરૂષમાં હજામ અને સ્ત્રીઓમા માળણ (માલિની) ચતુર ગણાય છે. તેના જેવી નિપુણ-ચતુર ગોવાલણીઓ, કંઇક ગોપના તો સાંધ-પકડીને હોશ પણ હરી લેતીઓ હતીઓ. ગોપતિ-ગાયોના પતિ-ગોવાળિયા. માવ-કૃષ્ણ. મરતી-મૂર્છાગત થતી-

અરવિંદ આહીરને શિર ગોવિંદને, (વળિ) મારતી માનિની માન ખોવા;
નરસંઘ ભાખતી અધિકપણું રાખતી, દાખતી બળ તિં શૂરત્વ જોવા. ૪

પદ ૫૫મું.

અધિકતા નારીની મેં રે સંહારી નિ, धारी ધરણી ધણી ગોપ મેળે;
દશાવિશે ક્ષેમ કરવું હવે કેમ? આવિયા આપણે વાંકી વેળે. ૧
આશરો તમતણો તેહ આવું જાણો, તો હરિ પ્રાણનું દાન દીજે;
બળ કહે માવજી સાધીએ દાવજી, અબળથી યુદ્ધ કો' કેમ કીજે? ૨
સિદામો બોલિયા તોલ મન તોલિયા, નાસતાં નાથજી કેમ બચશો?
ગિરિ નહીં આડમાં છૂપીએ ઝાડમાં, ભાખીએ આપ શો દાવ રચશો? ૩

---

૪ કૃષ્ણનું શર વ્યર્થ કરીને અરવિંદ–કમળ નામનું બાણ શૂરવીર કૃષ્ણનું માન–અભિમાન તજાવવાને માનિની–રાધિકાએ માર્યું. નૃસિંહ મેહેતો કહે છે કે, માર્મિક વચનો બોલતી, કૃષ્ણની સાથે લડવામાં અધિકપણું રાખતી, તિં–તે (રાધા) કૃષ્ણનું શૂરત્વ (શૂરાપણું) જોવાને પોતાનું બળ દેખાડતી હતી.

પદ ૫૫મું. ૧ મેં ગોપીઓની અધિકતા–(લડવાના વધારેપણાને) નો, સંહાર કરી નાખ્યો નિ–નહીં. એમ ધારીને ધરણી ધણી–પૃથ્વીપતિ–(કૃષ્ણ) બધા ગોપને મેળે–મેળવવા લાગ્યા. બધા મળી રહ્યા પછી કહ્યું કે આપણે રાધિકાની સંઘાતે લડતાં સંકટમાં આવી પડ્યા છીએ, માટે કેવી રીતે ક્ષેમ–કલ્યાણ થાય તે (સર્વ મળી) કહો.

૨ ગોવાળિયા કૃષ્ણને કહે છે અમારે તો આશરો તમારો હતો, અને તમે જ્યારે આવું કહો છો ત્યારે અમને જીવતદાન આપો–અર્થાત્ અહીંથી નાશી જવા દો. બળદેવજી કૃષ્ણને કહે છે કે કંઇ યુક્તિ રચો વા એમ કહો કે અમે–બળવાળા અબળ–બળ વગરની અબળાઓ સાથે શામાટે લડીએ?

૩ સિદામા નામનો ગોપ જે કૃષ્ણનો સેનાપતિ હતો, તે વિચાર કરીને બોલ્યો કે હે કૃષ્ણ! આપણે નાશી જવાથી બચવાના નથી. આપણ નાસવાના રસ્તામાં (આડમાં) રાધિકાને રોકી રાખે એવો પર્વત વા (ઘણાં) ઝાડ નથી કે તેમાં સંતાઇ રહીએ. વારુ તમે કહો જોઇએ રાધિકાથી બચાવ કરવાને માટે શો દાવ રચશો–કરશો?

ઉપાય હું નવ લહું તોય સહુને કહું, બોલતો ઇમ, ઈક બાણ લાગ્યું;
(વળિ) થાઇ નરસાંઇ વિઘન કરે માંહી, ધરણે પડ્યા ગોપને નાખે આગું. ૪

પદ ૫૬ મું.

સનમુખ સિદામજી કહી મુખ રામજી, પડી ગયા રામ! હે રામ! બોલી;
સહુ સહુનું રવે કુણ તિને જૂવે, નાખતી ગોપને ગોપી રોળી. ૧
દુઃખ જોઇ દેયાળ ધરી વિજયમાળ, હે રાધિ! સંભાળ કહી શ્રોણિ સાહી;
સાવધે થઇ હરિ શસ્ત્રને પરહરી, સાહી જઇ બાથમાં રાહી ડાહી. ૨
ભૃગ અરવિંદને ચૂસે મકરંદને, (તહિં) હરિ હરિવદનીને તિમ તાણે;
સિંહના કર વિષે મૃગલિ જેવી દીસે, તેવી અબળા દીસે યુદ્ધ ટાણે. ૩
આંખની પલકમાં વિદ્યુત ઝલકમાં, કંઇકને મારી મેચડી નાખી;
નરસંઇ ઓટમાં પડી જતો દોટમા, દુઃખ થાતું તિના દેવ સાખી. ૪

---

૪ હુ કંઇપણ બચવાનો ઉપાય જાણતો નથી તોપણ તમને કહું છું તે સાંભળો. એમ તે બોલતો હતો તેવામાં ઇક-એક (રાધિકાનું કે કોઇ બીજીનું) બાણ આવીને તેને વાગ્યું. એટલુંજ નહીં પણ વિઘ્ન કરતો નૃસિંહ મેહેતો પૃથ્વીમાં મૂરછા ખાઇ પડેલા ગોવાળીઆને આગું-આગે-(કૃષ્ણની) આગળ નાખવા મંડયો.

પદ ૫૬ મું ૧ વાત કરતાં સિદામાને બાણ વાગ્યું તેથી તે હે રામ! બોલી કૃષ્ણાદિની સામે પડી ગયો.

૨ ગોપ ઉપર પડતું દુઃખ જોઇને દયાળ-કૃષ્ણે રાધિકાને સંભાળરાખવા કહ્યું અને વિજયમાળ ધારણ કરી.* અર્થાત્ જય મેળવવાનો નિશ્ચય કરી (રાધાની) શ્રોણિ-જંઘાને સાહી-પકડી. કૃષ્ણ પોતાની પાસેનાં ગેડી વગેરે હથિયાર પડ્યાં મૂકી સાવધ થઇ ગયા, અને રાહી નામની ડાહી ગોપીને બા-

પદ ૫૭ મુ.

પકડી મનોરમા ચંદ્રભાગી રમા, લલના લલી આદિ લુઠાવી દીધી,
કરતી જેબ્બાધિકા આવી ગઇ રાધિકા, પકડી દ્રુપપાણિમા સીધી કીધી ૧
છટકીને છૂટી રાજપર રૂઠતી, સાજ સજીને આવી રે સામી,
દૂર કરી ગોપીને ધાઈ ગઈ પોતીને, ક્રોધીને પકડીઓ કૃષ્ણ કામી ૨
(સાઇ) રંભાર ચુંબના ચુંબને દીધલા, હાવ કઇ ભાવના દાવ સાધી,
(પણ) દાન જે રાધિકાઅર્થ કઇ સાધિ ના (જેમ) આધિ ઉપાધિ કઇ નહિ સમાધી ૩
રાધિ રાણી મચ્યા વિવિધ યુક્તિ રચી, બચ્યા નહી તોય કોઇ કૃષ્ણ કરથી,
સપડાઈ ગઈ સ્વામિની કળ કળે કામિની, (તહિ) નાસતી નરસઇ નાથ ડરથી ૪

પદ ૫૮ મુ.

કૃષ્ણ કર રાધિ ગઈ ગોપી ત્વરતિ થઇ, પરો કરી પ્રાણને પડી સાંચા,

---

ઓને ધાવન કરી નાખ્યા નૃસિંહમેહિતા કૃષ્ણના દોડવાના ઝપાટાની ઓટ-
મ્ટેવાળમા આવતા પડી જતો, ને તેને જે દુખ થતુ હતુ, તેના સાખી
યુદ્ધ જોવા આવેલા દેવ વા ઇશ્વરજ હતા

પદ ૫૭ મુ ૧ કૃષ્ણે મનોરમા, રમા, લલિતા આદિ લલના (ગોપીઓ) ને (પકડી પૃથ્વીપર) લુઠાવી દીધી અર્થાત્ પાડી નાખી બાધિકા બાધ કરનારી એવી રાધિકાને દ્રુપપાણિ—ને હાથે દાવમા આવનાથી પકડી સીધી કરી નાખી. મતલબકે મનનુ અને તનનુ વાંકાપણુ કાઢી નાખ્યુ

૨ કૃષ્ણના હાથમાથી (રાધિકા) છટકી અને છૂટી ગયા પછી તૈયાર થઇ રાજ—(ગોપેશ) ઉપર ક્રોધ દર્શાવવા લાગી પાસેની ગોપીઓને આવી ખસેડી કહાનના પર ધસી ગઈ, અને કામી એવા કૃષ્ણને પકડી લીધા

૩ રાધિકાએ ગ્રાહ—આલિંગન, (કે પકડીને), રંભમ, ચુંબન, હાવ અને ભાવના ઘણા દાન સાધ્યા—કર્યા, પરંતુ જેમ સમાધિસ્થ યોગીને આધિ વ્યાધિ અને ઉપાધિ બાધ કરી શકે નહી, તેમ રાધિકાના દાવથી (કૃષ્ણને જીત થાનો) કઇ પણ અર્થ સધાયો નહીં

૪ રાધિકા યુદ્ધ કરવા મચ્યા અને ઘણી યુક્તિયો કરી પરંતુ કૃષ્ણના હાથમા સપડાયા વગર એક પણ ગોપી બચી શકી નહી આખરે પોતે રાધિકા પણ સપડાઈ ગઇ, તેથી ગોપીઓ કકળાટ કરવા લાગીઓ ને નૃસિંહમેહતો પણ કૃષ્ણના ડરથી નાસવા લાગ્યા

પદ ૫૮ મુ ૧ જ્યારે કૃષ્ણના હાથમા રાધિકા પકડાઇ ગઇ ત્યારે (બાઝ

મૂળ ઉપાધિનું બંધન રાધિનું (સુણી,) ગોપ ગોપીને દે કેમ જાવા. ૧
રાધિ બચાવવા રાધિને રાખવા, સાંધા શૂરત્વને યુદ્ધ કરતાં;
પકડતાં પાડતાં ચાડતાં મારતાં, હારતાં નહીં પણ ક્રોધ હરતાં. ૨
હારતાં જીતતાં ખીજતાં રીઝતાં, સીઝતાં એક બેકે રે બળિયાં;
વળી વળીને લડી મૂકતાં બહુ હડી, ઘડી ઘડી ઘાટને વાટ મળિયાં. ૩
એક જે મર્ણિયો નહિ કોઇ રાર્ણિયો, તોય તે કંઇકના પ્રાણ હરતો;
રાધિકા મનવશી ગોપિકા સહુ તશી, (વળિ) નરસંઘ જેહ નિ કોથી ડરતો. ૪

## પદ પ૮ મું.

સહન કરી મારને હૃદયના હારને, મુક્ત કરવાને મહિલા રે દ્રોડી;
શિરોમણિ વર્ણની ભાત નહી મર્ણની, થાય જય તેહની વે'લી મોડી. ૧
એહ નિશ્ચય કરી જાઇને ધરતી હરિ, વારતા ગોપયોં નહિ રે વળતી;
ઘણીકને પેરોને નાખ્યાં વ એરીને, તોય જઇ ત્રણ ત્રિયા રે મળતી. ૨

---

વવાને) ઉતાવળી ધએલી ગોપીઓ પ્રાણની પણ દરકાર કર્યા વગર તેને પકડવાને પડી-દોડી. લડાઇની ઉપાધિ-ઉત્પન્ન કરનાર રાધિકાનું બંધન સાંભળી ગોપ તેને (દાવમાં આવેલી રાધિકાને) કેમ જવા દે.

૨ ગોપીઓ રાધિકાનો બચાવ કરવા અને ગોપ તેને પોતાની પાસે રાખવાને ખાતર અન્યોન્ય શૂરપણું બતાવી યુદ્ધ કરતાં હતા. ચાડતાં-ઘુમ પાડતાં.

૩ બે યુદ્ધ કરે તેમાં એકની હાર જીત થાય તેમ થતી. જે પક્ષ હારતો તે ચિડાઇ જતો અને જીતતો તે ખુશી થતો હતો. બે સરખાં બળિયાંમાથી જેની હાર થતી તે મનમાં મુઝાતાં હતાં. વારંવાર દોડીને લડતાં અને કંઇકના ઘાટ ઘડી નાખી ને વાટ-રસ્તામાં ભેગાં થતાં હતાં.

૪ "એક મરણિયો સોને ભારે" તેની પેઠે જે જે ગોપીઓના મનને રાધિકા વશી હતી તે બધીઓ હતી. અને વળી નૃસિંહમહેતો કે જે કોઇનાથી ડરે એવો નહોતો તે પણ હતો. અર્થાત્ એ બધાં મળી ગોપને જીતે તેમાં શી નવાઇ.

રણ જીત રાધિકા શૂરતણી બાધિકા, હોય જો એકલી નહિ રે ડરતી;
(તો) તિં થયાં ચાર હે શ્યામ! સંભાળ, વળી ટાળ્ય મન ગર્વ ગઈ હોશ હરતી. ૩
જો અલ્યા જાય છે કૃષ્ણ કર ગ્રાહ્ય છે, થાય છે સાવધ ગોપ મોટા;
પણ જિનું અમાપ મારી તિને થાપ, (નરસંઇ) ગઈ આપ લઇ ચાપને મારી સોટા. ૪

## પદ ૧૦ મું.

છૂટી ગોપેશથી વિપરિત વેશથી, મળતી જઇ ભીલમાં રાધિ રાણી;
આનંદ સૌ કોઇને રાધિને જોઇને, ગર્જતી બાળ મળી સિંહ વાણી. ૧
પણ ધરી માનનું કર્મ લખી કાંનનું, બોલી બાળા બીજ બોલ મોટા;
પ્રતિજ્ઞા પ્રમાણમાં ધનુષ્ય ધરી પાણમાં, વદુ નહિ રાધિકા બોલ ખોટા. ૨
તજાવી દશે તૃષ્ણજી નિરખતાં કૃષ્ણજી, નવ કરું હમ નહીં નામ રાધિ;
વાઉવા વામ કે' બાર વે'નાર વે', હવિ હરિ જાય કંઇ દાવ સાધી! ૩

---

કૃષ્ણ પાસે જતી ઘણી ગોપીઓને વંએરી નાખી, તોપણ ત્રણ ત્રિયા-સ્ત્રીઓ રાધિકાને જઇને મળી.

૩ રણમાં જીત મેળવનારી અને શૂરાઓને બાધ કરનારી, એવી રાધા એકલી હોય તોપણ કોઇનાથી ડરે એવી નહોતી; તો પછી તેની મદદમાં બીજી ત્રણ સખિયો આવી પોહોચી છે; માટે હે શ્યામ! તું ગર્વને છોડી દે અને જોતો ખરો કે એતો તારી પાસેથી ઘણા ગોપના હોશ હરતી ચાલી ગઇ.

૪ (શૂરવીર ગોપને નૃસિંહમેહેતો કહે છે કે,) જૂઓ રાધિકા કૃષ્ણનો હાથ પકડી અને નાશી જાય છે. આવું સાંભળીને મોટા મોટા ગોપ સાવધ થાય છે. તોપણ જે અમાપ બળવાળા ગોપ હતા તેને પણ થાપ (ભૂલ થાય કે થપડ) મારી, અને નૃસિંહ મેહેતો કહે છે કે (તેમનાં કે પોતાનાં) ચાપ-ધનુષ્ય લઇ તેમને સોટા મારી પોતાની ભીલમાં ચાલી ગઇ.

હેરકે હરિતણા તેહ જઇને ભણ્યા, સુણીએ શ્યામ રાધિની વાણી;
નૃસિંહ સમક્ષમા ગોપીના પક્ષમાં, પણ કરે આપ લઈ ચાપ પાણિ. ૪

પદ ૬૧મું.

ગોષ્ટિ કરતા જ્યહાં આવી રાધિ સહાં, આપમાં શોષણ સાંધી મારયું;
અણઘાટ કરતું સખિ આવતું શર લગ્યાં, સંહારવા શ્યામળે મન ધાર્યું. ૧
કેનઇ સાથમાં હરિતણા હાથમાં, વાગિયું બાણ સાલિસ હરતું;
ભાવ મન મોડમાં પડી ગયા જોડમાં, દીલ રામાદિનું તેથી ડરતું. ૨
મળી રામ સિદામ વિચારતા આમ, કરિયે કંઇ સામ તો મર્વ જીવે;
વિચારતાં વાગતાં આહિરાં ભાગતાં, લાગતાં શરતણી ભારી ઘીવે. ૩
શોષણે શુષ્ક થઈ ગોપ ગયા (રે) કંઇ, કંઇક તો જાણીને ધર્ણ પડતા;
નરસંઇ નામતા એ વિવિ ત્રાસતા, (મળી) રામ સિદામ વિચાર કરતા. ૪

કરાવુ તો મારૂં નામ રાધિકા નહી. પ્રેયાલંકાર. ગોપીઓ રાધિકાની પ્રશસા કરતાં કહે છે કે હવે હરિ પોતાનો દાવ સાધી જવાનો નથી.

૪ હેરકો—હરિના છૂપા જાસુસ (છાની ખાતમી મેળવનાર) જઇને કહેવા લાગ્યા કે હે શ્યામ! રાધિકાની વાણી (પણ) સાંભળો. નૃસિંહમેહતાના દેખતાં અને (મળેલી ગોપીઓની) પક્ષ—ટોળીમાં, હાથમાં બાણ લઈ રાધિકાએ ઉપર પ્રમાણે (આપને જીતવા) પણ કર્યું છે.

### પદ ૬૨ મું.

કૃષ્ણ મુર્છિત બન્યા ગોપ કષ્ટે ઘણા, માતી મહિલા વિધ વિધ મારે;
સમય જોઇ સાંકડો મૂકિયે આંકડો, તેહને રામ આ વિધ વારે. ૧
સુણિયે સિદામજી નહિ બને કામજી, રામ નહિ આંકડો મૂકે માને;
જો રાખવો ટેક ઉપાય છે એક, મચાવિયે જંગ જાય રવ કાને. ૨
આડમા ઉભિયે હું કે તું દુભિયે, કૃષ્ણને લઇ ઘણા ગોપ નાસે;
કંઇ કરે બાધિકા જાણે નિ રાધિકા, જંગ મચે ને વર્જે ગોપ વાસે. ૩
ગિરિધર ગોપને રુચિયું ગોપને, કૃષ્ણની સાથ કો' કોણ આવે?
નરસંઘ સહુ ડરે રાધિ વિઘન કરે, (તો) સાચવે બ્રાતને બ્રાત કા'વે ૪

---

તો તેણે બાણ મૂકયુ છે એમ જાણીનેજ પૃથ્વીમા પડી ગયા! ત્રિવિધિ-મન, વાણી અને કર્મ, એ ત્રણ પ્રકારે ત્રાસ પામતા હતા.

પદ ૬૨ મું. ૧ કૃષ્ણ મુર્છિત થયા તેથી (બીજા) ગોપ ઘણા દુઃખમા આવી પડેલા હતા તેમને માતી-માતેલી-જોરાવર મહિલા-ગોપીઓ વિવિધ રીતે પીડા કરતીઓ હતીઓ સિદામો વગેરે કહેતા કે આવો બારીક સમય જોઇ જીતવા વિશેનો ટેક મૂકી દઇએ. તેને રામ-બળદેવજી આ પ્રમાણે

પદ ૬૩ મું.

નિશ્ચે કરી ગોપ આણી મન કોપ, આરોપ કરી પ્રાણને સ્થિર થાતા,
કૃષ્ણ પાછળ ધરી પ્રૌઢી પંક્તિ કરી, રામ વહન કરી શ્યામ જાતા ૧
એક લઈ ચાલતા પૂઠ નિહાળતા, બાળતા એ દિશે રાધિ ડરથી;
પડતા અને ઉઠતા અન્યોઅન્યે રૂઠતા, ભાખતા છૂટિયા કાળ કરથી. ૨
જાતાં નથી ફાવતું મન ભમાવતું, ધૈર્ય તજાવતું ચેન આવે;
તજી કરી વીરતા એમ અધીરતા, આણતા ગોપ ઉન્મત્ત કાંવે. ૩
ધરી યુદ્ધની હામ કરે કામ નિદામ, વારે કંઇ વામને હોશ હરતો;
નરસંઇ તિહિંવાર લાવે સમાચાર, રાધિ અવિચાર જાય રામ ડરતો. ૪

પદ ૬૪ મું.

(સુણી) શ્યામજી જાયછે સાવધ થાય છે, સાંયછે આડમા જેહ ઉભા;
રાધિયે રોળિયા ચતુરને ચોળિયા, પોળિયા ઢોળિયા બહુ રે દુભ્યા. ૧

---

પદ ૬૩ મું. ૧ કોપાયમાન થઈ કૃષ્ણને બચાવાનો નિશ્ચે-નિશ્ચય કર્યો અને પોતાના જીવને આરોપ કરીને-દેહમા લાવીને અર્થાત્ હિંમત રાખીને સ્થિર થઇ ગયા. જેમ રાધિકા ન દેખે તેમ કૃષ્ણને પાછળ રાખી આગળ પ્રૌઢી-પ્રૌઢી (મોટી) હાર કરી ઉભા રહ્યા, ને રામ-બળદેવ શ્યામ-કૃષ્ણને વહન કરી જવા મ ડ્યા. ૨ અન્યોઅન્યે-પડી જવાથી માહો માહ્ય રાધિકા આવી પોહોચશે એવા ભયથી બીઝવાતા હતા.

૩ રાધિકા આવી પોહોચશે એવો ભય હતો તેથી જતા ફાવતું નહીં, મન ભ્રમિત થતું અને ધૈર્યનો પણ નાશ થતો હતો. તેવા સમયે ઘર પણ જલદી શામાટે નથી આવતું? એમ ગોપ કહેતા હતા. ઉન્મત્ત-ઉછાછળા ગોપ વીરતા-શૂરતનો ત્યાગ કરી એવી અધિરતા-અધીરાપણું લાવતા હતા.

૪ હવે રાધિકાની સાથે લડવા રહેનો સિધામો હિમ્મત રાખી યુદ્ધનું કામ કરતો, કેટલીક સ્ત્રીઓને વારી રાખતો ને કંઇકના હોશ પણ હરી લેતો હતો એવા સમયમાં નરસિંહમેહેતો સમાચાર લાવ્યો કે હે રાધિકા! (અવિચાર)-નક્કી પણે જાણકે રામ-બળદેવ તારાથી ડરતો ડગ્નો (કૃષ્ણને લઇ) નાશી જાય છે

પદ ૬૪ મું ૧ રામ ને કૃષ્ણ નાશી જાય છે એવા સમાચાર સાંભળ્યા કે તેમને પકડવાને રાધિકા સાવધ થવા મ ડી. તે વખતે તેને આડમા-આડે આવનાર જે ગોપ ઉભા હતા તે પકડવા લાગ્યા દુભ્યા-રાધિકાએ દુ૦

સિદામનું કામ કરતી કંઇ શ્યામ, રે રામ ! કંઇ શ્યામ, પૂછંતી બાળી;
દોડતી દમકતી ધમકતી ઝમકતી, રાધિકા નાસતી ગોપ ટાળી. ૨

ગોપ આલોકતા તે જઇ રોકતા, શૃગાલ શા શોભતા સિંહિ આગે;
ગણે નહિ કોઇને દોડતી જોઇને, ગોપતી સોઇને અણવિ ભાગે ૩

નિરખિયા નાથને ગોપના સાથને, હાથને સાહી અન્યોન્ય દોડે;
નરસૈંઇ ડોલતી છેલને છોલતી, બોલતી રાધિ શે યુદ્ધ છોડે. ૪

પદ ૬૫ મું.

વાણીને સુણતા તીર્થમા ધૂણતાં, તેમ ગોવાળિયા સરવ કંપે;
પા'ડ માહે પડે ઝાડ માહે અડે, તોય નિ નાસતા ગોપ જંપે. ૧

લાગ્યા મજ વાટમા રાધિ ઉચ્ચાટમા, રે સખિ ! શ્યામળો જાય નાશી;
સ્તંભન ધરી નીર તાકંતી તે તીર, મારંતી કંઇ વીર મનમા ઉલાશી ૨

---

૨ કેટલીક ગોપીઓ સિદામાને દુ:ખ દેતી અને પૂછતી કે રામ ને શ્યામ કંઈ ગયા ? વિજળિના ઝબકારા જેવા વેગથી રાધિકા દોડતી તથા તે વખતે જે ગોપ વચ્ચમા આવતા તેને ટાળી મૂકતી હતી.

૩ રાધિકાને જતા જે ગોપ (આલોકતા) જોતા હતા તે જઇને રાધિકાને રોકતા, પરંતુ ગૃગાલ-શિયાળ જેમ સિંહિ-સિંહણને રોકતાં શોભે તેવા તે શોભતા હતા. કૃષ્ણને જોઇને દોડતી વખત બીજા કોઇને ગણતી નહોતી સોઇને-અનુકૂળતાને. અણવી-અડવી.

૪ બળદેવે લીધેલા શ્રી કૃષ્ણને, તથા ગોપના જથાને થાકી ગયેલા, માટે એક બીજાનો હાથ ઝાલી દોડતા રાધિકાએ જોયા. નૃસિંહમેહેતો કહે છે કે રાધિકા છેલ-કૃષ્ણને દુ:ખ થાય તેવુ ગર્વમા બોલતી કે તું ડરીને શામાટે યુદ્ધનો ત્યાગ કરે છે ?

લાગંત તિં તીર ભાગંત આહીર, લાગત શરીર કંઇ વીર મોટા;
જે હુતા માતિયા દશ વીશ ગ્રાવિયા, તે પડ્યા પૃથ્વીમાં જેમ સોટા. ૩
ભૃંગ કુમુદપર રાહુ જ્યમ ચંદ્રપર, તેમ બળદેવપર કૃષ્ણ રાજે!
નરસંઈ નાસતો મન ઉલ્લાસતો, પકડતો કાંનને રાધિ કાજે. ૪

પદ ૬૬ મું.

કૃષ્ણ આદિ સહુ ગોપ પડ્યા બહુ, (કે) પકડવા કૃષ્ણને રાધિ ધાઇ;
પડ્યા લહીં સિદામ કઇ રામને શ્યામ, આંપ્યા દ્રુપ ભ્રાત જઇ રાધિ વાહી. ૧
લઇ સૂર્ય ને ચદ્ર નાસે જ્યમ ઇંદ્ર, તિમ સાહિ સિદામ બે ભ્રાત નાસે;
હાકલ કરી રાવિયે બહુ રે ઉપાવિયે, તોય નહિ નાસતો તેહ ત્રાસે. ૨
વ્રજતણી વાડીમા આવિયો ઝાડીમા, (કે) નયરી નયન પડે તિને ત્યાગી;
ચક્ષ દ્રુપ મિચાને નાસતો ખિચાને, પ્રાણ પ્યારો ધરી ભાગે લાથી. ૩

---

૩ તે તીર લાગતા ગોપ ભાગવા લાગ્યા તથા મોટા મોટા વીર પણ શરીરનો ત્યાગ કરવા લાગ્યા. જે દશ વિશ ગોપ માતિયા-(માતેલા) જોરાવર હતા તે પણ પૃથ્વીમાં સોટા—ડંડની મિસાલે પડી ગયા

૪ જેમ ભૃંગ-ભમરો કુમુદ ધોળા કમળપર, અને રાહુ ચદ્રપર શોભે તેમ કૃષ્ણ (બાણ લાગવાથી પડેલા) બળદેવજી પર રાજે-(શોભે)-શોભતા હતા કૃષ્ણ ને બળદેવ ગૌરશ્યામ હોવાથી ભૃગ, શ્વેતકમળ, રાહુ (નો વર્ણ કાળો છે) અને ચદ્ર વગેરેની ઉપમાઓ આપી છે. પકડતો-પકડીપાડવાની લગોલગ થતો.

પદ ૬૬ મું. ૧-૨ ગધિકાએ સ્તંભન નામનું બાણ માર્યું તેથી કૃષ્ણ વગેરે બધા ગોપ પૃથ્વીમા પડી ગયા, કે પડેલા કૃષ્ણને પકડવાને રાધિકા દોડી સિદામાએ કૃષ્ણ અને બળદેવને મુર્છિત પડેલા જોઇ તે રાધિકાને વાહી-છેતરી (નજર ચૂકાવીને ટુંકે રસ્તેથી આવી પોહોચ્યો હશે) દ્રુપ ભ્રાતરામકૃષ્ણને પકડવા આવ્યો; અને જેમ ઇંદ્ર સૂર્ય અને ચંદ્રને લઇ નાશી જાય તેમ રામ અને કૃષ્ણ, એ બે ભાઇને લઇ નાસવા મંડયો! રાધિકાએ ઘણી ઉપાધિ વડે હાકલ ( બૂમ ) કરી તોપણ સિદામો નાસતાં નિવર્ત્ત થયો નહી.

૩ સિદામો દોડતો દોડતો વ્રજની વાડી અને પાસેની ઝાડીમાં આવી પોહોચ્યો, કે તેને ત્યાથી નયરી-નગરી (વ્રજ) જણાવા લાગી. તે દ્રુપ ચક્ષ-બે આંખો મીચીને પ્રાણ પ્યારા એવા રામ કૃષ્ણને લેઇ નાશાજ કર

ઓ ગયો જાય છે ઢુંક ઢુંકા થાય છે, સાવ રે સાવ સહુ દાવ જાયે;
નરસઇ મહામતિ ઘ્રોડે રાધિવતી, તોય સિદામ નહિ રાણું થાયે. ૪

પદ ૬૭ મું.

દોડ ઝાઝી કરી પકડવા નરહરિ, પણ રે સિદામ નહિ હાથ આવ્યો,
પકડતા પકડતા, પેશી ગયો ધ્રોડતા, જઇ વ્રજમા ખરો શૂર કા'વ્યો ૧
પડતી મકરંદમા ભમરી અરવિંદમા, મો'-પાશ તરગમા રાત થાયે,
(રહી) સરોજની માય વિચારતી ત્યાય, જો થાય પ્રભાત તો દુખ જાયે' ૨
(હવે) વારિણી આવતી કમળને ચાવતી, તિમ ગયે કૃષ્ણ સહુ ગોપી હુઈ,
તજી આશા નિરાશી લુઠંત ઉદાસી, મળી ખાસી દાસી નવિ થાય જુદી ૩
વિચારતી વારતી ચંદ્રિ ઓવારતી, જીત થઇ આપણી શેન હરખે,
નરસઈ ભાખતો અધિકપણું દાખતો, દેવઇ નભમાય કુસુમ વરખે ૪

---

૪ ગોપીઓ અને સિદામા પાસે પાસે આવી જતા, એટલુ જ નહીં પણ રાધિકા બૂમ પાડી કહેતી કે એને પકડો પકડો આવો દાવ ફરીને આવવાનો નથી નૃસિંહમેહતો પણ રાધિકાને માટે દોડતો હતો પરંતુ સિદામો હાથમા આવતો નહી

પદ ૬૭ મુ ૧ પકડાયો પકડાયો કરતા તે નગરમા પેસી ગયો અને એવા બારીક સમયમા પણ કૃષ્ણ રાધિકાને વશ ન થતા દીઠા તેથી ખરો શૂર કહેવાયો

૨-૩ ભમરી અરવિંદ-કમળમા મકરંદ (રસ) ના લોભે મોહપાશના તરંગમા રાત થવાથી સપડાઇ જાય છે તે સરોજ- બિડાએલા કમળમા રહી રહી વિચાર કરે છે કે હમણા પ્રભાત થશે, એટલે કમળ ખીલશે, અને મારૂ દુખ જશે પરંતુ પતિ-હેનામા વારિણી-હાથણી આવી કમળને ચાવી જાય છે, તેથી જેમ તેનો નાશ થાય છે તેમ કૃષ્ણ રૂપ મકરંદને ઇચ્છતિ ગોપીઓને કૃષ્ણ જવાથી આશાની નિરાશા થઈ અને તે પૃથ્વીમા આળોટવા મંડી ઉપમા રૂપક જે રાધિકાથી કોઇ પણ સમયે જુદી થાય એવી નહોતી તે ખાસી દાસીઓ ભેગી થઇ તેની પાસે બેઠીઓ

૪ ઓવારણા ઓનારી ચંદ્રિકા નામની સખી રાધિકાને વારતા મંડી અને કહેવા લાગી કે આપણી જીત થતા છતા તુ શામાટે ખુશી થતી નથી? નૃસિંહમેહતા પણ ગોપીઓનુ (જીતવારૂપ) અધિકપણુ રાધિકાને દેખાડતા હતા, તેવામા ગોપીઓની જીત થએલી તેથી દેવતાઓએ આકાશમાથી

### પદ ૬૮ મું.

વૃષ્ટિ વારિતણી કષ્ટ લેતી હણી, તો પછેં સુમનની શું રે કરતી;
વામ હરષે ભરી દુંદભિ કર ધરી, જીત દરશાવતી નહિ રે ડરતી. ૧
વાદ્ય વજાડતી ગોપને ત્રાડતી, શેપને પાડતી ચાલી સામી;
વ્રજતણી વાટમાં કંઇ પડ્યા ડાટમાં, ઠાઠમાં ઠામુકા જેહ કામી. ૨
ગોપી હસતી જોઇ વસ્ત્ર વિહીન કોઇ, રોઈ રોઇ કોઇ પડ્યા વૃક્ષ આગે;
દુઃખી દીસે સહુ ખરકતા બહુ બહુ, શું કહું વળી વળી લાજ લાગે. ૩
ગોપ દુઃખ કુણ ભણે શેપજી દીન બને, તો કહો અન્યનું કોણ લેખું;
સાંઇ શ્યામની બાંઇ ભણે નરસાઇ, ભાઇ! રામ રાવણ જશું યુદ્ધ દેખું. ૪

### પદ ૬૯ મું.

ફરકત નિશાન કરંત કંઇ તાન, બહુ માનમાં ગાન બાળી રે ગાતી;
જીતના વાદ્યથી હરખના નાદથી, વિવિધ સિંહનાદથી વેણ વાતી. ૧

---

પદ ૬૮ મું. ૧ વારિ-પાણીની વૃષ્ટિ-વરસાદ કષ્ટ-દુઃખનો નાશ કરી દુનિયાને ડુબાડુબ કરી નાખે છે તો પછી સુમનની-ફૂલનો વૃષ્ટિએ આનંદ કરવામાં શી બાકી રાખી હશે. ગોપીઓ નિડરપણે હાથમાં દુંદભિ (નગારાં) લઇ પોતાની થએલી જીત દર્શાવા લાગી.

૨ વાદ્ય-નગારાં વગાડતી અને પડેલા ગોપને ત્રાડતી-મારતી (કે બોલાવતી) અને જીતવાથી શેપ-બાકી રહેલાને જીતતી, રણાંગણ સામી ચાલી જતી હતી. વ્રજના રસ્તામાં ઠામુકા-એકદમ ઠાઠમાઠની સાથે જે ઘણા કામી (સુરત શૂર) હતા તે (એકબીજા ઉપર પડવાથી) ડટાઈ ગયા હતા.

૩-૪ વસ્ત્ર વગરના અને રડીરડીને ઝાડની પાગે પડેલા ગોપને જોઇ યુદ્ધ સ્થાનભણી ગોપિકા જતાં જતાં હસતી હતી. (નૃસિંહમેહેતો) કહે છે કે પડેલા ગોપ દુઃખી દેખાતા, મોટેથી (પીડા થવાથી) બૂમો પાડતા વગેરે ફરી ફરીને કહેવાથી મને શરમ આવે છે, એટલુંજ નહીં પણ ગોપને પડેલું દુઃખ વર્ણવતાં હજાર મુખવાળા શેપ પણ દીન બને, તો પછી બીજાનો તો શો આશરો! અતિશયોક્તિ. કૃષ્ણની બાંહ-કર સાહ-પકડી નૃસિંહમેહેતો કહે છે કે હે ભાઇ! (શ્રોતાજનો) ગોપના થતા દીન સ્વરથી એવું જણાતું હતું કે, રામને રાવણ તો અહીં યુદ્ધ કરતા નહીં હોય! ભ્રાંતિકાલંકાર.

પદ ૬૯ મું. ૨' ઉપર પ્રમાણે ગમ્મત કરતાં જતી ગોપીના રસ્તામાં

ઘણેં પડ્યા ગોપને પકડતી કોપને, ઝડપતી ઝાપતી ફેંકી દેતી;
ગેંદ ને ગેડી લઇ કંઇકને એડી દઇ, કેડીને કેવડી પ્યેંગ કે'તી. ૨
ખાલી કે હાથડે માડમાડે લડે, કંઇકને ઉંચકી નાર ફેંકે;
અશુદ્ધના ચક્રને ગીર કરે ભક્તને, દક્ષને જોઇ ફરે કંઇક લેંકે. ૩
કોક કાકા કરે બાળ લિંઇ ખટ ફરે, સાજન બહુ મરે કેણ લેખે;
નરમ ઇ મહામતિ પકડી મારે અતિ, પણ રહિ રાધિકા તો ઉવેખે. ૪

પદ ૭૭ મું.

રાધિકા ભાખતી શૂરપણું દાખતી, હે સખિ! કોઇને નવ દુઃખ દેશો;
યોગિયે યોગિયે બંધ નવિ રોગિયે, જો પ્રિય તુને ગણો ખંપ રે'શો. ૧
કૃષ્ણ વિશ્રામ નહીં સખિ વળી રામ નહી, નાયક વિણ અનિ કિમ હુવો?
સિંહ પરો થયે વ્યાઘ્ર નાશી ગયે, તમિ અજવાળ આહારે કિમ ઉનો? ૨
ગોપ ઉપાધિનો બોધ જે રાધિનો, માનીને સર્વ ટોળી સીરી ચાલી,
(ઇમ) જીતી ગોપેશને મર કરી દેશને, ભણતી હર હર હરિ-નામિ હાલી. ૩

રણ-સ્થળે આવિયાં શૂર જે કાવિયાં, નીર રે લજાવિયાં નર કેરાં!
જીતી રણ-ધીરને વીરના વીરને, ચાલિયાં નરસંઘ ડેર ડેરાં. ૮

પદ ૭૧ મું.

રાધી ઘનશ્યામ આ સુરતસંગ્રામ, વળી વર્ણવી આમ હું વંદું સહુને;
છે દોષ દરિયાવ પણ ગાયન ભાવ, કરિયે ભાઇ! રાવ નમન બહુને. ૧
અપભ્રષ્ટ ગિરા વિષે કાવ્ય કેવું લિખે, ગાય હિસે ને જખમ તીર લાગે;
તિમાં કોવિદ કવિ નહિ વાત કંઇ નવિ નહિ, ભક્ત અનુભવિ નહીં રે આગે. ૨
વાગ્ય વમવા નહી સાધન પાસ નહી, વળી કૃષ્ણનો દાસ થઇ ઉલટ ભણવું;
નાગરવટ નહીં કંઇ ખટપટ નહી, ઇક ધરી હઠ હરિ ગાન ગણવું ૩
હરકતો સહુ સુણી કાવ્ય જાયે ભણી, મતિ સહુ સહુ તણી જોડી જોજો;
આ નૃસિંહ અનાથ થાઓ હરિ નાથ, સાંઓ મમ હાથ ને કષ્ટ ખોજો ૪

---

૪ જે ગોપીઓએ પુરૂષપણાનુ અભિમાન મૂકાવી દીધું હતું, અને શૂરી-ઓ કહેવાઇઓ હતીઓ તે રણસ્થળે-જ્યા યુદ્ધ થયું હતું ત્યાં આવિયો અને રણના ધીર એવા વીરના વીર કૃષ્ણને જીતી, નૃસિંહમેહેતો કહે છે કે પોતપોતાને (ડેર ડેરાં)-ઘેર ચાલી ગઇ.

પદ ૭૧ મું. ૧ રાધિકા અને ઘનશ્યામ (કૃષ્ણ)નો સુરતસંગ્રામ આવી રીતે વર્ણવીને હું સર્વને નમસ્કાર કરું છું. સર્વને નમન કરીને કહું છું કે, આ ગ્રંથ દોષના દરિયારૂપ છે, પરંતુ એના સારાપણ વિશે એટલીજ રાવ-ફ-રિયાદ કરવાની છે કે એમાં કૃષ્ણના ગાગાનવાદ વર્ણવેલા છે.